## ખંડ ૩

## આત્મશુદ્ધિ



## ખંડ ૪

## સમાજધર્મ



## ખંડ ૫

## સરકાર અને દારૂનિષેધ

## ખંડ ૬

## પહેરો અને દમનનીતિ



## ખંડ ૭

## બહેનોને



## ખંડ ૮

## સુરત જિલ્લાની દારૂનિષેધપ્રવૃત્તિ

# ખંડ ૧

# દારૂ અને તેનો પ્રચાર

सुरा वै मलमन्नानां पाप्मा च मलमुच्यते ।

( સુરા ખરેખર અન્નોનો મળ છે; અને મળને પાપ કહેવાય છે. )

( મનુસ્મૃતિ )

શરાબખોરી ગુનાની ઉત્પાદક છે એટલું જ નહિ, પરંતુ તે જ ગુનો છે. અને શરાબના વેચાણથી થતા ફાયદાને લીધે કોઇ પણ જો તેને ઉત્તેજન આપતા હોય તો તેઓ, કોઇ પણ યુગમાં કોઇ પણ દેશના આતતાયીઓએ કરી હોય એવી દોષિત, એક પ્રકારની નૈતિક કતલ કર્યાના ગુનેગાર છે.

( જોન રસ્કિન )

# દારૂથી થતો વિનાશ

**करोति मद्यं विविधान् विकारान् ।**
( મદ્ય વિવિધ પ્રકારના વિકાર કરે છે. )

દારૂ તાડી ઇ. માદક પદાર્થો વાપરીને માણસ જાત જે રીતે ખુવાર થતી આવે છે, તે જોઇને તો એમ થાય કે તે તેને જડયાં જ ન હોત તો કેવું સારું થાત ? પરંતુ પુરાતન કાળની કોઈ અજાણી ઘડીમાં માણસને અચાનક રાંધવાની કળાની જેમ દારૂની શોધ હાથ લાગી ગઈ. ત્યારથી તે શોધને દુનિયાએ છોડી નથી, અને જે કાંઈ તે પીવાથી આનંદ થયો હશે તે જ પ્રથમ આનંદની ખોજમાં આજે પણ વિનાશ વહોરે છે.

શરૂઆતમાં દારૂને લોકો લગભગ એક દિવ્ય વિભૂતિ માની પૂજતા હતા એમ કહીએ તો ચાલે. પશ્ચિમ દેશોમાં તો તેને 'જીવનામૃત' જેવાં નામ આપવામાં આવ્યાં હતાં. આપણે ત્યાં પણ 'સુરા' નામ આપવામાં પૂજ્ય ભાવ તો જરૂર લાગે છે. પણ કજાત કાંઈ છૂપી રહે છે? તરત જ તેનાં દુષ્પરિણામો માલૂમ પડવા લાગ્યાં હશે. હિંદમાં, ચીનમાં, ઇજિપ્તમાં ઇતિહાસના આદિ કાળથી દારૂનો સખત વિરોધ થતો આવેલો માલૂમ પડે છે. યુરોપીય દેશોમાં દારૂનિષેધની ચળવળ, એ રીતે જોતાં બહુ મોડી જાગી એમ કહેવાય. લગભગ ૧૮ મા સૈકાના અંતમાં વ્યવસ્થિત રીતે થતો મદ્યનો વિરોધ જોવા મળે છે.

# દારૂ

દારૂ શું છે તે જાણવા જેવું છે. ગળપણવાળા પદાર્થોને—થોડે ઘણે અંશે બધા અનાજમાં તથા મીઠાં ફળમાં ગળપણ હોય છે—અમુક વખત પડી રહેવા દેવાથી તે સડવા લાગે છે. આ સડામાંથી મદ્યના અર્કરૂપ જે ઝેર, જેને અંગ્રેજીમાં 'એલ્કોહોલ' કહે છે ( આપણે તેને માટે 'મદ્યાર્ક' શબ્દ વાપરીશું ) તે મદ્યાર્ક જુદું પડે છે. પદાર્થની અંદરના ગળપણ પર 'યીસ્ટ' નામના જીવાણુને લીધે રાસાયનિક વિક્રિયા થાય છે. તેને પરિણામે આ મદ્યાર્ક તૈયાર થાય છે. એ મદ્યાર્કમાં દારૂની માદકતા રહેલી છે, એને લીધે દારૂનું દારૂપણું છે. કેટલાક વિજ્ઞાનશાસ્ત્રી કહે છે કે મદ્યાર્ક, ઉપર જણાવ્યાં તે 'યીસ્ટ' જીવાણુની વિષ્ટા છે.

આ મદ્યાર્કના ઉદ્યોગ–રસાયનમાં ઘણા ઉપયોગ છે. અને દાક્તરો ઘા ધોવામાં કે માલિસ કરવામાં અથવા જીવાણુનો નાશ કરવા વગેરેમાં તેનો બહોળો ઉપયોગ કરે છે. આ મદ્યાર્ક તો હળાહળ ઝેર જેવું છે. એટલે જેવો ઉપયોગ એ અનુસાર એને બીજી વસ્તુ સાથે મેળવી, નબળું કરીને પછી વાપરવામાં આવે છે. કેટલાક દાક્તરો દારૂનો બાહ્ય ઉપયોગ કરવા ઉપરાંત દવામાં પીવડાવવામાં પણ માને છે. તેઓ એમ માને છે કે અમુક રોગ પર તેની અસર સારી હોય છે. આ માન્યતા સાવ ખોટી છે, એ આપણે આગળ જોઈશું. છતાં અમેરિકામાં જ્યાં કાયદાથી દારૂની સદંતર બંધી કરવામાં આવી છે ત્યાં જે દાક્તરો દવા તરીકે વાપરવા માગે તેમને એમ કરવા છૂટ આપવામાં આવે છે. આ બધા તો દારૂના ઠીક ગણાતા ઉપયોગ થયા. પણ દારૂનો વિચાર કરતી વખતે આપણને એની યાદ નથી આવતી. કદાચ કેટલાક ન ય જાણતા હોય કે તેનો કોઈ સારો ઉપયોગ છે. દારૂ નામની સાથે આપણને તો તેને પીવાથી જે સત્યાનાશ વળે છે તે જ યાદ આવે છે.

## મદ્યાર્કની અસર

પીવાથી મદ્યાર્કની અસર શી થાય છે તે હવે જોઈએ. આ બાબત અનેક જાતની ખોટી સમજો લોકોમાં પેસી ગઈ છે. અને આ ખોટી સમજો દારૂ પીનારા પાસેથી ફેલાતી રહેવાથી અજ્ઞાન અને અભણ લોકો દારૂ પીવાનું શીખતા જાય છે.

## પાચન ઉપર

એમ મનાય છે કે દારૂ પીવાથી પાચનશક્તિ વધે છે. ખરી વસ્તુ એથી ઊલટી છે કે પાચનશક્તિ બગડે છે. સંગ્રહસ્થાનોમાં કેટલાંક પ્રાણી કે જનાવરનાં મડદાં રાખી મૂકવામાં આવે છે. તે ન સડી જાય કે બગડી જાય તે સારુ તેને મદ્યાર્કમાં રાખવામાં આવે છે. મદ્યાર્કની અસર એવી છે કે તે જંતુ પડવા નથી દેતું, અને વસ્તુને કઠણ બનાવી દે છે. એ જ અસર પેટમાં જઇને તે ખોરાક ઉપર કરે છે: ખોરાકને કઠણ બનાવી દે છે. એટલે પછી તે ઓગળી નહિ શકવાથી પચી નથી શકતો. વિલાયતમાં હલ શહેરના ડૉ. હેન્રી મન્રોએ એક એવો પ્રયોગ કરી જોયો હતો કે તેમણે ત્રણ શીશીઓ લીધી. દરેકમાં ખોરાક અને પેટનો પાચક રસ મૂકીને સાથે એકમાં કડક દારૂ, બીજીમાં નરમ દારૂ, અને ત્રીજીમાં પાણી ભરીને મૂકી રાખી. આઠ કલાક પછી જોતાં પહેલી શીશીમાંનો ખોરાક કકડા જેવો કઠણ ઘન બનીને તરતો દેખાયો; બીજીમાં ઉપર જરા ફૂગ વળી હતી એટલું જ, બાકી તે એક ગાંગડો બની ગયો હતો. પરંતુ ત્રીજી શીશીમાં જોયું તો ખોરાક પાણી સાથે એકરસ બની ગયો હતો. એટલે નરમ દારૂ પણ કડકનો નાનો ભાઇ છે એમ સિદ્ધ થયું. આ શીશીમાં જેવું બન્યું એવું પેટમાં બને એ કહેવાની જરૂર નથી. ઘણા ખરા મદ્ય પીનારા બદહજમીની ફરિયાદવાળા હોય છે.

## રુધિર ઉપર

મદ્યાર્કની વધારે ખરાબ અસર રુધિર ઉપર થાય છે. મદ્યાર્ક શરીરમાં જાય છે કે તરત હૃદય જોરમાં અને ઝપાટાભેર ધડકવા લાગે છે, અને લોહીનું દબાણ વધી જાય છે. એથી કરીને એકદમ તો જાણે સ્ફૂર્તિ આવી હોય અને હૃદયને ફાયદો થયો હોય એમ લાગે છે. એથી શરૂઆતમાં કેટલાક દાક્તરો પણ ભૂલમાં માની બેઠેલા કે દારૂથી ફાયદો થાય છે. પરંતુ એ દેખવામાત્ર જ ફાયદો હોય છે. મદ્યાર્કનો એવો ગુણ છે કે લોહીમાં તે જલદીથી ઘૂસી જાય છે. ઘૂસીને લોહીમાં શરીરને માટે જરૂરી જે પ્રાણવાયુ ફરતો હોય છે તેને તે ખાઈ જાય છે. એટલે પ્રાણવાયુ શરીરને ઓછો મળે છે, અને પ્રાણવાયુ ઓછો મળવાથી શરીરમાં ચરબી વધે છે, અને શરીર ફેફું થવા લાગે છે, કે નબળું પડતું જાય છે.

બીજું રુધિરની આમ શક્તિ હણાવાથી દારૂ પીનારને વાગે છે ત્યારે ઝટ મટતું નથી. અને દાક્તર વાઢકાપ કરે છે તેમાંય દારૂ પીનારને માટે વધારે જોખમ મનાય છે. દારૂ રુધિરનળીઓની ચેતનશક્તિને હણે છે. એથી કરીને તે ફૂલી જાય છે અને નબળી પડે છે. એથી કરીને દારૂ પીનારાને ઘણી વાર પક્ષાઘાત પણ થઈ જાય છે.

## શરીરની ગરમી ઉપર

એમ માનવામાં આવે છે કે શરાબથી શરીરની ગરમી વધે છે! આ બાબતમાં બને છે એમ કે મદ્યાર્કથી ચામડીની રુધિરવાહિનીઓ ફૂલે છે, એટલે શરીરની અંદરની ગરમી બહાર ચામડી ઉપર આવે છે. આને લીધે એવો ભ્રમ થાય છે કે આખા શરીરની ગરમી વધી! ખરું જોતાં તો તે ઘટી. અંદરની ગરમી ચામડી ઉપર આવી એટલે બહારની હવામાં ઝટ ઊડી જવાની. પરિણામે અંદરની ગરમી જો શરાબ ન પીધો હોત તો સચવાઈ રહેત તે ઊલટી ઊડી ગઈ!

અને આપણે જોયું કે શરાબ પ્રાણવાયુને ખાઈ જાય છે. અને શરીરની ગરમી પ્રાણવાયુને આભારી છે. એટલે ય પણ ગરમી ઘટે છે. સાચી ગરમી તો શરીરમાં ખોરાક બરાબર પચે તેનાથી મળે છે. કેટલાક અણસમજુ લોકો ઠંડી કાઢવા ખૂબ દારૂ ચડાવ્યે જાય છે. તેઓને એટલી બધી શીત લાગી જાય છે કે પરિણામે ત્રિદોષ કે મૂંઝારો થઇ જાય છે!

## હૃદય ઉપર

દારૂથી હૃદય પર સારી અસર થાય છે એમ માનનારા પણ પડયા છે. તેઓએ એ ધ્યાન રાખવાનું છે કે જે વસ્તુથી રુધિર બગડે તેનાથી હૃદયને ફાયદો થાય જ નહિ. લિવરપૂલ વિદ્યાપીઠના ડૉ. જોન હે નામના અધ્યાપકે મૂંઝારા પર દારૂની અસર વિષે પ્રયોગ કરેલા. ૧૫૦ મૂંઝારાના દરદીમાંથી ૪૭ને દારૂ વિના ઉપચારો કર્યા; બાકીના ૧૦૩ દરદીને દારૂ સાથે કર્યા. પરિણામ એ આવ્યું કે દારૂથી હૃદયને ઉત્તેજિત કરવા જતાં ઊલટું તે નબળું પડી ગયું અને દારૂ પીનાર દરદીની મટવાની આશા ઓછી થઇ!

## ફેફસાં ઉપર

પહેલાં એમ માનવામાં આવતું કે શરાબ ક્ષયરોગનો કાંઈક અંશે વિરોધી છે. પણ એ માન્યતા જ માત્ર હતી. ખરી વાત તો એ છે કે શરાબ પીવાથી ક્ષયરોગ ઊલટો જલદી લાગુ પડે છે, અને શરીરનાં અંગોમાંથી રોગ સામે થવાની શક્તિ હરાઈ જવાથી જલદી તે રોગના જંતુઓ શરીર પર ચડી વાગે છે. આમ હોવાથી એક પુસ્તકમાં તો કહ્યું છે કે "છોકરાંઓને, જુવાનિયાઓને ટેવપૂર્વક શરાબ પીવા દેવામાં આવે તો ક્ષયરોગના ઉમેદવારોની એક જાતિ જ તૈયાર થઈ જશે. એટલે ક્ષયરોગ સામે થવું હોય તો શરાબ સામે થવાનું એમાં આવી જાય છે."

# તાકાત ઉપર

કેટલાક લોકોને એવો ભ્રમ છે કે દારૂથી તાકાત આવે છે, જોર ચડે છે. એ જોર જે દેખવામાત્ર છે તે કોના જેવું છે? તેલ થઈ રહેવા આવેલો દીવો જેમ છેવટે વધારે જોરથી બળે છે તેમ દારૂવાળાના જોરનું છે. આપણે જાણીએ છીએ કે થોડા જ વખતમાં તે નિશાથી ગબડી પડવાનો છે. પરંતુ જે જોર દેખવામાં આવે છે તે પણ ખરેખરું જોર નથી. ઈંગ્લૅન્ડના પ્રખ્યાત દાક્તર સર. બી. ડબલ્યુ રીચર્ડસન એમ. ડી. એફ. આર. એસ. લખે છે, "મેં શોધી કાઢયું છે કે મદ્યાર્ક સ્નાયુની સંકોચ શક્તિને નબળી કરે છે અને તેની સતત કામ કર્યાં કરવાના વખતની હદમાં ઘટાડો કરી દે છે." એટલે આપણે જાણીએ છીએ તેમ, દારૂડિયામાં જથુનું જોર કરવા તાકાત નથી હોતી. તે ઝટ થાકી જાય છે. તાકાતનો અમુક આધાર સ્નાયુ ઉપર હોય છે. એજ દાકતર કહે છે, "દારૂથી સ્નાયુઓને શક્તિ અને ચાલાકી મળે છે એ તદ્દન જૂઠી વાત છે." સર ફ્રેડરિક ટ્રવીઝ કરીને એક પ્રખ્યાત વાઢકાપશાસ્ત્રી છે તેમનો આવો અનુભવ છે:–"કામ કરવા તાકાત આપવાની બાબતમાં મદ્યાર્ક પાર વિનાનો ઉડાઉ છે; એટલે, એવા ઉડાઉ ઉપાયોમાં બને છે તેમ, પરિણામે તાકાતનું દેવાળું નીકળે છે. અને એ નવાઈની વાત છે કે લશ્કર દારૂ પીને કામ કે કૂચ નથી કરી શકતું. હું......લશ્કરમાં હતો. તેના ૩૦,૦૦૦ સિપાઈમાંથી પહેલા જે થાકીને બેસી પડયા તે ઊંચા કે નીચા, મોટા કે નાના માણસો ન હતા–પરંતુ જે ગબડયા તે દારૂ પીનારા હતા. અને જાણે એમના બરડા પર લેબલ માર્યું ન હોય, તેમ તેઓ જ ચોખ્ખા તરી આવીને બેસી પડયા!"

અમેરિકામાં જયાં દારૂ બંધ કરવામાં આવ્યો છે ત્યાં વેપાર ઉદ્યોગમાં કામ કરનારાઓની શક્તિ વધ્યાનું ચોખ્ખું જોવા મળે છે. પહેલાંના દારૂડિયા મજૂરો આજે દારૂ છોડીને પહેલાં કરતાં વધારે

કામ આપે છે. એમ માલૂમ પડ્યું છે કે દારૂ બંધ થવાને લીધે કારખાનામાં ૨૫ ટકા મજૂર વધ્યા, છતાં કામ ૮૦ ટકા વધારે થયું. રેલવેમાં એટલાં જ માણસો રહેવા છતાં ૨૨ ટકા કામ વધ્યું ! ખેલાડી અને કુસ્તીબાજોનો તો બધે જ એ અનુભવ છે કે દારૂ વિના જ તેમનાં કામ ઉત્તમ થઇ શકે છે.

## મગજ ઉપર

આ બધી અસર તો શરીરનાં નીચલાં અંગો પર થઈ. પરંતુ મસ્તક ઉપર તો એની અસર પહેલા નંબરની થાય છે. પેટમાં પહોંચેલો શરાબ લોહી વાટે પહેલો મગજે પહોંચે છે. પછી મગજના રુધિરાભિસરણમાં એવી વિક્રિયા કરી મૂકે છે કે યાદશક્તિ ગૂમ થઈ જાય છે; વિચારો એકત્રિત કરવાની શક્તિ ખોવાઈ જાય છે. વધારે પ્રમાણમાં જો દારૂ પીવાયો હોય તો માણસ તોફાને ચડે છે, મારે છે, ગમે તેમ બોલે છે, ખૂન પણ કરી દે છે; અને છતાં તેને કશાની ખબર નથી હોતી !

અને પીધાની મગજ પર અસર તો રહી જ જાય છે. શરાબમાંથી લોકો ગાંડા બની જાય છે. મગજના રુધિરનું દબાણ વધી જવાથી કોઈ વાર વાહિનીઓ ફાટી જાય છે, અને પરિણામે તાત્કાલિક મરણ પણ નીપજે છે. કે પક્ષાઘાત થઈ જાય છે. મગજ પરની આવી અસરને લીધે ઇચ્છાશક્તિ તો રહેતી જ નથી. એટલે પછી નીતિ, ધર્મ તો તેના વિના ટકે જ કયાંથી ? પછી તે સ્વધર્મ, કુટુંબ, સ્વમાન કશાના ભાન વિના વિનાશને પંથે દોડયો જાય છે.

## દારૂનો કેફ ને વ્યસન.

આમ દારૂની મગજ ઉપર પહેલી અને ભારે અસર હોવાથી તેનું ઝેર કેફ પણ ચડાવે છે. કદાચ, આ કેફની ઘેલછા પીનારને આનંદ જેવી લાગતી હોય, પરંતુ આ કેફ તો ઝેર વ્યાપવાની શરૂઆતનું ચિહ્ન છે. ઝેર ઝેરનું કામ તો શરીર ઉપર કરતું જ હોય છે. એને લીધે શરીરમાં ઉપદ્રવો થાય છે. પરંતુ પીવાની ટેવ

પડવાથી તે દેખાતા નથી. એટલે એક વખત દારૂ પીવાનો શરૂ થાય છે કે તેમાંથી વ્યસન બંધાવામાં વાર નથી લગતી—આપોઆપ જ બંધાય છે. દારૂ પીવાથી શરીરમાં બેચેની આવી જાય છે; ફરી પીવાથી તે એકવાર તો નથી માલૂમ પડતી, એટલે ફરી પીવાય છે; વળી ફરી પિવાય છે. અને હવે તો વધારે ફાયદો ઉઠાવવા કદાચ વધારે પિવાય છે. આમ કરતાં કરતાં એક સાદા ભલા માણસમાંથી પાકો દારૂડિયો નીપજે છે. જેમ જેમ દિવસ વધતા જાય છે તેમ તેમ મગજશક્તિ નબળી પડી જવાથી ટેવ રોકવા જાય તો પણ રોકી શકાતી નથી. પછીથી તો 'અધોડધો ગંગેયમ્'ની પેઠે જ થાય છે.

## મદ્ય રોગનું ઘર

મદ્યાર્ક દરેક જાતના દારૂમાં હોય છે. એટલે કોઇ એમ ન માને કે અમુક દારૂ સારો છે, અને અમુક દારૂ નઠારો છે. મદ્યમાત્ર ખરાબ છે. એ સિદ્ધાંતને આજની દુનિયા ધીમે ધીમે માનતી જાય છે. એની બે ખરાબમાં ખરાબ અસર આ છેઃ—(૧) મગજ ઉપર એનું ઝેર ચડે છે, તેથી કરીને યોગ્ય આચાર તથા વિચારની શક્તિનો નાશ થાય છે. (૨) રુધિરમાં નીરોગિતાના જે અણુઓ છે એમને મદ્યનું વિષ ચડવાથી તે કામ કરતા અટકે છે. આથી કરીને મદિરાસક્ત શરીર પર રોગોનું આક્રમણ સહેલું થઈ પડે છે. એટલે રોગ ઝટ લાગે છે; અને લાગ્યા પછી ઝટ સાજા નથી થઈ શકાતું. આમ હોવાથી એક પ્રખ્યાત દાક્તરે કહ્યું છે કે "દારૂથી હમેશાં આરોગ્યને નુકશાન થયું છે."

અમેરિકામાં ઇ. સ. ૧૯૧૯ થી સંપૂર્ણ દારૂ નિષેધનો કાયદો કરવામાં આવ્યો છે. તેનાં બધી જાતનાં પરિણામો ખૂબ ચોકસાઇથી અને વિગતવાર સંઘરવામાં આવે છે. તેમાંથી આરોગ્ય સંબંધી પરિણામો જાણવા જેવાં છે. ૧૯૧૯ પછી ૭ વર્ષમાં શરાબખોરીને લીધે નીપજતાં મરણો લગભગ ૧૬૦૦૦ જેટલાં ઓછાં થઈ ગયાં છે. (લીવર) કાળજાના રોગ લાખે ૧૩ જણને લાગુ પડતા ત્યાંથી ઘટીને

૭ જણુને લાગુ પડે છે. એટલે પ્રથમ સાત વર્ષમાં તે રોગમાંથી ૩૮૦૦૦ માણુસ મરી જતાં બચ્યાં. દારૂને લીધે માણુસ ગાંડા થઈ જાય છે. ૧૯૧૦ માં કુલ ગાંડાના ૧૦·૧ ટકા દારૂ ને લીધે થયા હતા. ૧૯૨૨ માં માત્ર ૩·૭ ટકા ગાંડા થયા હતા. સંખ્યા ગણુતાં ૫૫૫૭ જણુ ગાંડપણુ લાગવામાંથી બચી ગયા.

જુવાનિયાઓની તબિયત પર ભારે અસર થઈ છે. એની ગણુતરી છે કે દર વર્ષે પાંચ વર્ષ નીચેનાં ૧૪૫૦૦ બાળકો, પાંચથી દસ વર્ષનાં ૨૦૦૦, દસથી વીસ વર્ષનાં ૧૦૦૦, મરણુમાંથી બચ્યાં. એટલે પ્રતિવર્ષ ૧૭૫૦૦ જુવાન મદિરાસુરના મોંમાંથી બચી જઈને દેશને મળતા રહ્યા.

આમ દારૂનિષેધનાં પરિણામો પરથી આપણુને ખાતરી થાય છે કે દારૂ સાચે રોગનું ઘર છે.

## વ્યસનનો પ્રચાર અને આબાદી

આવી ભયંકર અને મનુષ્ય જાતિની વિધ્વંસક વસ્તુમાં વળી સ્વાદ ઉમેરીને તેને વધારે ભયંકર બનાવી દીધી છે. દારૂની અનેક જાતો પેદા કરવામાં આવે છે, તેમાં સ્વાદ અર્પવામાં આવે છે, સુગંધ નાખવામાં આવે છે. કેટલીક નાતોમાં તેને સારા પ્રસંગે વાપરવામાં આવે છે. એટલે નાતનાં બાળકો પણુ આપોઆપ શીખતાં જાય છે. વેપારી લોકો કરોડોનો તેમાંથી નફો કાઢે છે, દુકાનદારો દલાલી ખાય છે, સરકાર કર મેળવે છે, છાપાંવાળા જાહેર ખબરમાંથી પૈસા મેળવે છે. આવા અનેક ટૂંક દૃષ્ટિવાળા સ્વાર્થને લીધે વ્યસનનો ભારે બહોળો પ્રચાર થાય છે. એમ પણુ દલીલ કરનારા પડયા છે કે આનાથી કેટલાક લોકોને કામ ધંધો મળે છે! આવા ટૂંકી અક્કલના લોકો એ નથી સમજતા કે દારૂ પીવાથી કાંઈ નવું ઉત્પન્ન નથી થતું. પરંતુ ઊલટું ગરીબાઈને નોતરું મળે છે. અને દારૂ પીને જે અખૂટ ઉત્પાદક શક્તિનો નાશ થાય છે એ તો અમાપ છે. સર જયોર્જ પૈશ કરીને ઇંગ્લૅન્ડનો પ્રખ્યાત

નાણાશાસ્ત્રી લખે છે, "વધારે કે ઓછો, ગમે તેટલો પણ, દારૂનો વાપર કરવાનું જે ઈંગ્લૅન્ડમાં વ્યસન પડયું છે તેના કરતાં બીજું કશું વધારે નુકશાનકારક નથી. દારૂ કાઢયા સિવાય દેશમાંથી દારિદ્રય કાઢવાનું કદી શકય થનાર નથી. દેશના ગરીબ પછાત લોકોની દશા સુધારવા કેળવણી તથા સમાજસુધારા દ્વારા જે પ્રયત્નો થાય છે તે મોટે ભાગે દારૂની બદીથી ધોવાઈ જાય છે."

મોટરો બનાવનાર હેન્રી ફોર્ડને બધા ઓળખી શકશે. એણે કહ્યું છે કે:—

'કેટલાક રાજપુરુષો, દેશની આબાદીની વાત કરીએ તેમાં દારૂ નિષેધને શું લેવાદેવા, એમ માની તે વિષે ચૂપ રહે છે...મને સમજાતું નથી કે એ બેનો ભેદ શી રીતે પાડી શકાય. કશી પણ આબાદી દારૂનિષેધ થયા વિના અશકય છે. અત્યારની આપણી ભારે ઉત્પાદક શક્તિ અને રોજીના મોટા દર—જે દુનિયામાં વધારેમાં વધારે છે—તે અમેરિકાના કારીગરના નિર્વ્યસનીપણાને લીધે ઉદ્યોગિતાને આભારી છે. શક્તિ અને રોજી કમાવાં જ પડતઃ બીજી કશી રીતે ન મળત. અને એ જો નિર્વ્યસની અને ઉદ્યોગી નહોત તો તે કમાઈ ન શકયો હોત. એક ગણિતના હિસાબની જેમ મને ખાતરી છે કે જો દારૂ પાછો (અમેરિકામાં) પેસે તો ખાતરીપૂર્વક રોજીમાં અનિવાર્ય ઘટાડો આવવાનો જ, કારણ કે દારૂ અને આબાદી એક સાથે કદી નથી રહી શકતાં."

એક ટૂંકો હિસાબ માંડવાથી આ સ્પષ્ટ દેખાશે. હિંદમાં દર વર્ષે એક અબજ રૂપિયા દારૂ ઇત્યાદિ માદક પદાર્થો પાછળ ઊડે છે એમ અંદાજ છે. એ વાત ચોક્કસ છે કે દારૂ ખોરાક નથી. એટલે એ પીવાથી નિર્વાહ તો નથી જ થતો. માની લઈએ કે દારૂના ધંધામાં ચોથા ભાગના પૈસા મજૂરોને મળતા હશે, બીજા ચોથા ભાગના સરકારને મળે છે. તોપણ બાકીના અર્ધ ભાગના પૈસામાંથી શું મળતર રહ્યું ? ઉત્પાદક શક્તિનો નાશ, તાકાતનો અપવ્યય, રોગ,

કુટુંબોની છિન્નભિન્નતા, વગેરે જ તેના બદલામાં રહે છે. આબાદીનો આધાર ચારિત્ર ઉપર છે, શુદ્ધ બુદ્ધિ ઉપર છે. પણ દારૂ એ જ બે વસ્તુઓ હરી લે છે, અને પૈસા તો પ્રથમ જ લઈ લે છે.

દારૂ જવાથી અમેરિકામાં કરોડો રૂપિયા લોકો બેંકમાં જમા કરાવી શક્યા છે (૧), જેમને ઘર નહોતાં તેઓ ઘરવાળા થાય છે (૨), વધારે મોટરો રાખતા થયા છે (૩), દૂધ, દહીં, ઘી વગેરે વધારે ખાવા મળે છે (૪). દરેક દિશામાં આબાદીનો વધારો ચોખ્ખો દેખાય છે. એમાં શંકા નથી કે દુનિયાના દુઃખનું મોટામાં મોટું કારણ દારૂ છે. ચીનની એક આખ્યાયિકા છે કે ૪૦૦૦ વર્ષ પૂર્વે ત્યાંના બાદશાહે મદ્યપાન બંધ કરાવ્યું. તેને પરિણામે ત્રણ વર્ષ સુધી ત્યાં સોનાનો વરસાદ વરસ્યો! જો દેશમાં દારૂ બંધ થાય તો શબ્દશઃ સોનું વરસે એ અમેરિકાના દાખલા ઉપરથી સાચું ઠરે છે.

## નીતિભ્રંશ

આમ શરીર તથા ધનના સત્યાનાશ કરતાં નીતિનો નાશ ઓછો કમકમાટી ભરેલો નથી. દુનિયામાં ગુના કરનારા લોકોનો મોટો ભાગ દારૂ પીનારા હોય છે. ઈંગ્લૅન્ડના બે ન્યાયાચાર્યનું આ કહેવું છેઃ-"મદ્યપાન આપણી જેલો ભરી આપે છે. એ વીસ વર્ષના ગાળામાં જેટલાં ખૂન, ચોરી, ધાડ, તોફાનો, વ્યભિચાર, બળાત્કાર

(૧) ૧૯૨૫ માં લગભગ રૂ. ૭૨,૦૦૦,૦૦૦,૦૦૦ નો વધારે સંગ્રહ થયો અને કુલ વસ્તીના $\frac{૧}{૩}$ ભાગથી વધારે સંખ્યા જમા કરનાર હતી.

(૨) ઘર બંધાવનાર મંડળીઓમાં ૧૯૨૦ થી ૧૯૨૬ માં દર વર્ષે સરેરાશે ૯૫૦૪૬૪ સભ્યો વધતા ગયા. તે પહેલાં વધારાની સરેરાશ ૩૦૯૮૩૦ હતી.

(૩) ૧૯૨૪ કરતાં ૧૯૨૫ માં ૬૦૦૦૦૦૦ મોટરવાળા વધ્યા.

(૪) ૧૯૧૭ માં ૪૨ ગેલન દૂધ જણદીઠ વપરાતું. ૧૯૨૬ માં ૫૭ ગેલન જણ દીઠ વપરાય છે. એટલે આપણા વજનમાં ૫૭૦ શેર થયું. માથા દીઠ રોજ ૧॥ શેર ઉપર દૂધ પીવાને મળે છે.

અને એવા બીજા અત્યાચારો થયા છે એના જો પાંચ ભાગ પાડવામાં આવે તો તેમાંના ચાર ભાગ અતિપાનનાં પરિણામ હોવાનું મળી આવે એમ મને લાગ્યું છે." એક અંગ્રેજ જેલપદ્ધતિનો અભ્યાસી લખે છે, "એ પ્રમાણયુક્ત અનુમાન છે કે અમુક એક વર્ષમાં આ દેશમાં જે ગુના થયા હોય એના લગભગ ૫૦ ટકા દારૂએ ઉપજાવીને આપ્યા છે. દારૂનિષેધક કાયદો કરવો એ આડકતરી રીતે ગુના અટકાવવા કાયદો કરવા બરાબર છે."

ધર્મગ્રંથોમાં દારૂને મહાપાપ સમાન ગણ્યો છે. અને કહ્યું છે કે જે પીએ તે શૂદ્ર જ ગણાવો જોઈએ; યક્ષ અને રાક્ષસો જ સુરા અને માંસ વાપરે છે. એનું પાપ એવું ભારે ગણ્યું છે કે તેમાંથી શુદ્ધ થવા સારું મરણ જ પ્રાયશ્ચિત બતાવ્યું છે. ખરેખર, દારૂડિયો મરણથી જ એ જીવલેણ પાપમાંથી બચે છે. સાથે બીજાંને મારતો જાય છે એ વધારેમાં.

આ વિજ્ઞાનસિદ્ધ વસ્તુ છે કે દારૂની અસરથી બુદ્ધિ સહિત બધી જ ઇંદ્રિયો વિકલ થઈ જાય છે; માત્ર હૃદય અને તેના જેવાં સ્વતઃ કામ કરનારાં અંગોના જ્ઞાનતંતુ સિવાય બધા જ જ્ઞાનતંતુઓ બેકામ બની જાય છે. એટલે દારૂ પીનારની પાસે ઇંદ્રિયોના સંયમની આશા રાખવી એ ફોગટ છે. પછી જેની પાસે ઇંદ્રિયોનો સંયમ નથી તેને નીતિ કેવી? દારૂડિયા મોંમાં આવે એવી બીભત્સતા કાઢે છે, ગમે તેના પર હાથ ઉપાડે છે, મા, બહેનનો ભેદ ભૂલી જાય છે, તેના હૃદયમાંથી કોમળ લાગણીઓ લોપ પામે છે. આ બધું જેણે દારૂડિયા લોક જોયા હશે તેને ખબર છે. એ એવી ભારે નીતિનાશક વસ્તુ છે કે તેને માટે મનુસ્મૃતિ કહે છે, "બ્રાહ્મણો એકવાર પણ તેને પીએ તો તે શૂદ્રત્વને પામે છે."

આવી ભયંકર વસ્તુનો તો સદંતર ત્યાગ જ ઘટે છે.

## દારૂપ્રચાર

હિંદુસ્તાન જીવનના સંયમ અને સાદાઈ માટે પ્રાચીન કાળથી પ્રખ્યાત છે. તેમ છતાં દારૂ હિંદુસ્તાનમાં હતો જ નહિ એમ નથી. હિન્દુકાળમાં તેમજ મુસલમાનકાળમાં દારૂ હતો ખરો, પણ બન્ને કાળમાં તેનો વિરોધ સખત રીતે થયેલો છે.

### આરોપ

આ લેખ અંગ્રેજ સરકાર ઉપર એ આરોપ મૂકવા સારુ છે કે તેણે અહીં આવીને દારૂનો યોજનાસર પ્રચાર કરેલો છે. તે આરોપ સિદ્ધ કરતા પહેલાં અંગ્રેજ પહેલાંની આટલી વસ્તુસ્થિતિ જણાવી દેવી જરૂરની હતી, કે જેથી અંગ્રેજને અણઘટતો અન્યાય ન થઈ જાય. અંગ્રેજો પહેલાં હિંદુસ્તાનમાં દારૂ વપરાતો, પણ વચ્ચે વચ્ચે તેની ભરતી આવતી તો વચ્ચે વચ્ચે ઓટ આવતી. ગમે તેવી ભારે ભરતીયે દેશના ખેડૂતવર્ગ સુધી, દેશના જીવનરૂપ ગામડાંઓ સુધી પહોંચી નહોતી. રાજદરબારના અસરને લીધે ફક્ત શહેરોમાં જ દારૂ જેવા મોજશોખો પહોંચતા. ખેડૂતો, વસવાયા, કે ગરીબ વેપારીઓ તો સાદા અને ધર્મનિષ્ટ હતા અને દારૂના નામથી ડરતા.

પણ કંપની સરકારનું રાજ્ય કાયમ થતાં હિંદમાં દારૂની બદી દિવસે દિવસે ભયંકર રીતે વધતી જ આવી છે. દારૂ પીવામાં દર સાલ ૫૦ કરોડ રૂપિયા જાય છે એવી ગણતરી છે. આજે દેશ પહેલાંના જેવો આબાદ પણ રહ્યો નથી. આજે ૩ કરોડ માણસ હિંદમાં અરધો ભૂખમરો વેઠે છે. આવી કંગાલ હાલતમાં પણ જો આ દેશની પ્રજા ૫૦ કરોડનો દારૂ પી જતી હોય તો પૈસાની દૃષ્ટિએ પણ તેની કેટલી બધી દીન દશા! દારૂએ પ્રજાની શક્તિ હરી લીધી છે; પ્રજાના જીવનની જે વિશેષતા હતી—સંયમ અને સાદાઈ—તેની ખોટ તો ઇશ્વરની કૃપા હશે ત્યારે જ પુરાવાની છે.

શરૂઆતમાં જે કંપનીના અંગ્રેજ કારકુનો કે વહીવટદારો હિંદમાં વેપાર કે રાજ્ય કરવા આવતા તે ઘણાખરા ઈંગ્લૅન્ડના ઉતાર જ હતા. નહિ ચારિત્ર્યનું ઠેકાણું, નહિ પ્રામાણિકતાનું ઠેકાણું. હિંદુસ્તાનના ધનની અદ્ભુત વાતો સાંભળીને એ સાહસિક જુવાનિયાઓ અહીં આવવા તૈયાર થયેલા. તેઓ ઘણાખરા દારૂડિયા હતા. તેમના હાથમાં રાજ્યસત્તા આવતાં કુદરતી રીતે પ્રજામાં તેમની કુટેવોનું અનુકરણ થવા લાગ્યું. આ હકીકત કેવળ નોંધ રૂપે જ છે. એમાં એ લોકોના પાપ કરતાં હિંદી પ્રજાની નબળાઈનો દોષ જ વધારે હતો. જે દોષ અંગ્રેજ સરકારના ઉપર સિદ્ધ કરવાનો છે તે તો તેણે યોજનાસર જાણી જોઈને કરેલો દારૂનો પ્રચાર છે.

## પ્રચારનું તંત્ર

દારૂપ્રચારની યોજનાનું મંગળાચરણ આ મંત્રથી કરવામાં આવ્યું:–" દારૂ પર કર નાંખવો એ ઘણો જ સગવડભર્યો અને વ્યાજબી છે. કારણ કે દારૂ કેટલો પીવો કે કેટલો ન પીવો તે કર ભરનારની પોતાની મુનસફીની વાત છે. તેથી આ કર જુલમી ગણાવો ન જ જોઈએ. "

કંપનીનું રાજ્ય હિંદમાં થયું ત્યારે કેટલાક પ્રદેશોના પ્રદેશો દારૂને માટે ખાસ અલગ રાખી તેના ઇજારા આપવાનો રિવાજ હતો. પણ તે પદ્ધતિમાં ઇજારદારોને ધંધો વધારવાની લાલચનું મૂળ તત્ત્વ જે હરિફાઈ તે જ નહોતું. ઇજારદારને એમ થતું કે જો હું વધારે દારૂ બનાવીશ ને વધારે વેચીશ તો સરકારની નજરમાં આવીશ ને મારો ઇજારો મોંઘો કરી અગર ખોઇ બેસીશ. હરિફાઈની વૃત્તિનો જ નાશ કરનારી આ પદ્ધતિનો નાશ કરવાનું અંગ્રેજોને ઘણું મન હતું. પણ તેને ઠેકાણે બીજી કયી યોજના મૂકવી? દારૂ ગાળવાનું કુલ કામ પોતાને કબજે લઈ લે તો ધાર્યું કામ થાય તેમ હતું. પણ તે વખતની કંપની સરકારના રાજ્યનો પાયો હજુ પૂરતો મક્કમ થયો

હતું. પણ તેને ઠેકાણે બીજી કયી યોજના મૂકવી ? દારૂ ગાળવાનું કુલ કામ પોતાને કબજે લઈ લે તો ધાર્યું કામ થાય તેમ હતું. પણ તે વખતની કંપની સરકારના રાજ્યનો પાયો હજુ પૂરતો મક્કમ થયો નહોતો, અને ઇજારદારો સિવાય પણ સેંકડો છૂટાછવાયા લોકો છાનોમાનો દારૂ ગાળી લેતા. તેમના ઉપર કાબૂ ચલાવવાની અંગ્રેજ સરકારને હજુ હિંમત આવી નહોતી. અંગ્રેજો એ પદ્ધતિ ફેરવી ન શકયા, પણ ઇજારો આપવાનાં 'ખેતરો'નો વિસ્તાર ટૂંકો કરી નાંખ્યો. પહેલાં દારૂના ધંધામાં પડનારા થોડા ગણ્યાગાંઠયા ઇજારદારો જ હતા, તેને બદલે આ રીતથી સંખ્યાબંધ ઇજારદારોને તે ધંધામાં ક્ષેત્ર મળ્યું. આમ દારૂના ધંધામાં રસ લેનારાઓ વધવાથી, તેમનામાં અંદર અંદર ધનોત્પાદનની ચાવી રૂપ હરીફાઈનું તત્ત્વ દાખલ થવાથી દારૂનો પ્રચાર વધ્યો, અને પ્રચાર વધતાં સરકારની ઊપજ પણ કુદરતી રીતે વધી.

પણ આ પદ્ધતિ કંઇ છેવટનો સંતોષ આપે તેવી તો નહોતી જ. ખેતરોના ઇજારા આપવાને બદલે હવે તેનાથી પણ સંકુચિત એવા દુકાનના ઈજારા દેવાનો નિશ્ચય કર્યો.

આ દુકાનોના અખતરાથી એક નવું તત્ત્વ સરકાર જોઈ શકી : દારૂ ગાળવાનું કામ અને દારૂ વેચવાનું કામ એક જ માણસ કરે તેમાં સરકારનું બહુ વળે નહિ. ઇજારદારો દારૂ ગાળીને પરભાર્યો જ વેચી નાંખે તેના ઉપર કાબૂ રાખવો સરકાર માટે અશકય હતો. આ તત્ત્વ જોયું ને સરકારે પાછો પોતાની પદ્ધતિમાં સુધારો કર્યો. તેણે દારૂની સરકારી મધ્યસ્થ વખારો કાઢી અને નિયમ કર્યો કે દારૂ ગાળનારાઓ આ વખારને જ દારૂ વેચી શકે, પરભાર્યો વેચનાર ગુનેગાર.

દારૂ ગાળનાર હરીફો ઘણા થવાથી સરકાર હવે બહુ સસ્તામાં દારૂ મેળવી શકતી. પણ એક જબરી મુશ્કેલી આ પદ્ધતિમાં આવી પડી. દારૂ ગાળનારાઓ ભેગ કરીને લાવતા એ એક વાત, અને બીજું વખારમાં ને વખારમાં ઘણીવાર દારૂ પડયો રહેવાથી બગડી

જતો કે વધારે કડક બની જતો. વખારમાં આવે કે તરત ઉપડી જાય એવી વ્યવસ્થા થઇ શકી નહોતી. આ મુશ્કેલીએ વળી પાછો પદ્ધતિમાં સુધારો સૂચવ્યો, અને તે સુધારો લગભગ છેવટનો હતો.

દારૂ સંબંધી વિચાર કરવાને જે શરાબ સમિતિ સરકારે નીમી હતી તેણે છૂટા છૂટા માણસો ખાનગી રીતે દારૂ ગાળતા તે રીતને વખોડી કાઢી અને તેને બદલે મોટા પાયા ઉપર દારૂ ગાળવાનાં કારખાનાં ખોલવાની ભલામણ કરી. દારૂ ગાળવાનાં કારખાનાં સરકારે પોતે કાઢવાં જોઈએ અથવા એકાદ વેપારીને કે વેપારી સંસ્થાને ઇજારો આપવો જોઈએ. આમાંની ઇજારાની રીત સરકારને બધી રીતે અનુકૂળ પડી ગઈ છે.

આ કારખાનાની પદ્ધતિથી સરકાર પ્રજા પાસેથી કર નિયમસર અને ચોકસાઈથી ઉઘરાવવા તો શક્તિમાન થઈ, પણ સરકારે દારૂની ખપત ઘટે એનો લેશભાર આ પદ્ધતિ દાખલ કરતી વખતે વિચાર કર્યો નથી. જેમ જેમ તે પદ્ધતિમાં સુધારા કરતી ગઈ છે તેમ તેમ પ્રજાની વધારે ને વધારે નજીક દારૂનાં પીઠાં પહોંચતાં ગયાં છે. પહેલાં જ્યાં ૧ જણ દારૂના ધંધામાં હતો ત્યાં હવે ૧૦ જણ એ ધંધામાં પડી કમાણી કરી શકવા લાગ્યા છે.

## સરકારી આદર્શ અને સાચો આદર્શ

દારૂનો પ્રચાર કરવો એ જો કે સરકારે પોતાની ફરજ નથી માની, તોપણ વ્યસનીને તેની દારૂની જરૂરિયાત પૂરી પાડવી એને પોતાની ફરજ માનેલી છે. નીચેનો વટહુકમ જુઓ:—

"સાધારણ દારૂ પીનારના હકમાં આડે આવવાની હિંદી સરકારની જરા પણ ઇચ્છા નથી. કોઇ માણસની હાજતો પૂરી પાડવામાં આડે આવવું એ સરકારનો ધર્મ ન ગણાવો જોઈએ; અને અમારું દૃઢ માનવું છે કે આવા દારૂની આદતવાળાઓની હાજતો પૂરી પાડવી એ જરૂરનું છે. સરકારની ચોક્કસ નીતિ એવી છે કે જે દારૂ પીતા નથી તેમની આગળ ઓછામાં ઓછાં સંમોહનો મૂકવાં,

અને જેમને દારૂની આદત પડી ગઇ છે તે વધુ દારૂડિયા ન બને તેવી કાળજી રાખવી. આ નીતિ પ્રમાણે ચાલતાં જો આવકમાં ઘટાડો થાય તો કશી હરકત નથી."

હિન્દુસ્તાન દેશમાં આવો આદર્શ કોઇ કાળે સ્વીકારાયો નથી. દારૂ પિવાતો ત્યારે પણ તેની અધાર્મિકતા વિષે મતભેદ હતો જ નહિ. હિન્દુસ્તાનમાં જ્યારે જ્યારે દારૂની બદી વધી પડવાથી તેનો વિરોધ થયો છે ત્યારે ત્યારે તેનો સાવ નાશ જ કરવાના પ્રયત્ન થયા છે. આ સરકારે જ દારૂડિયાઓની દયા ખાધી છે. અશોક રાજાની દયાનાં વખાણ તેના અનેક અબોલ થાંભલા આજે કરી રહ્યા છે, પણ તેણે યે દારૂડિયાઓ ઉપર દયા કરી નહોતી. દારૂડિયાઓને કડક બનીને દારૂના વ્યસનથી છોડાવવા એ જ તેમના ઉપર ખરી દયા છે. યુરોપીય પ્રજાઓ પણ આ આદર્શને હવે સમજતી થઈ છે. અમેરિકા અને રશિયા જેવા દેશમાં દારૂની બદી સમૂળી કાઢી નાંખવામાં આવી છે.

ઉપરના વટહુકમમાં સરકારે લખ્યું છે કે 'આ નીતિ પ્રમાણે ચાલતાં જો આવકમાં ઘટાડો થાય તો કશી હરકત નથી.' પણ વટહુકમનું સ્વરૂપ જ બતાવી આપે છે કે આ વાક્ય ફક્ત હોઠથી જ ઉચ્ચારાયું છે, હૃદયમાંથી નીકળ્યું નથી.

૧૮૯૯ માં સરકારે દારૂની નીતિ નીચે પ્રમાણે નક્કી કરીઃ

(૧) દારૂ પીવાની ટેવ વધતી રોકવી.

(૨) દારૂ પર કર વધારતા જવો, અને છાનામાના કોઇ દારૂ ગાળે નહિ તેની દેખરેખ રાખવી.

(૩) થોડામાં થોડો દારૂ ખપે ને તેમાંથી વધુમાં વધુ આવક થાય એવી ગોઠવણ કરવી.

દારૂ પર કર વધારીને સરકારે દારૂની ખપત ઘટાડવાની આશા બાંધી, પણ એમ દારૂ જેવી આદત ઓછી થવી એ મનુષ્યસ્વભાવની વિરુદ્ધ હતું. બે આનાને ઠેકાણે અઢી કે ત્રણ આનાં ખરચવા

પડે તેથી જો દારૂડિયા દારૂ જતો કરી શકે તો તેઓ કદી જ દારૂડિયા થયા ન હોત. અને સરકારી અમલદારો પણ મનુષ્ય-સ્વભાવને વશ પ્રાણીઓ હતા. તેઓ સરકારના હુકમોના શબ્દોથી પાછળ રહેલો ગૂઢાર્થ બરાબર સમજી ગયા ને આખા હિન્દુસ્તાનને થોડાં વર્ષોમાં ૯૦ હજારથી વધારે પીઠાંઓની તેમણે ભેટ કરી. ૧૯૦૦ અને ૧૯૦૬ના આંકડા નીચે આપ્યા છે:

| વર્ષ | સંખ્યા |
|---|---|
| ૧૮૯૯–૧૯૦૦ | ૮૨,૧૧૭ |
| ૧૯૦૫–૧૯૦૬ | ૯૧,૪૪૭ |

કુદરતી રીતે આમ કૂદકે ને ભૂસકે વધતા જતા દારૂના પ્રચાર સામે દેશમાં ટીકા થવા લાગી. આથી સરકારે પોતાની નીતિમાં કંઈક ફેરફાર બતાવી ટીકા શાન્ત કરવાનું યોગ્ય ધાર્યું. ૧૯૦૬ થી ૧૯૧૭ સુધીમાં દારૂની દુકાનો ઘટતી ગઇ છે તે એ નીતિનું પરિણામ છે. દુકાનોના આંકડા જુઓ:—

| વર્ષ | સંખ્યા |
|---|---|
| ૧૯૧૦–૧૧ | ૭૧,૦૫૨ |
| ૧૯૧૪–૧૫ | ૫૬,૭૨૩ |
| ૧૯૧૫–૧૬ | ૫૫,૦૪૬ |
| ૧૯૧૬–૧૭ | ૫૧,૯૧૭ |

વળી પાછી જાળવીને વધી છે :–

૧૯૧૭–૧૮ માં ૫૪,૮૯૬

આ ઘટાડો જોઈને એમ ન સમજવું કે દુકાનોની સાથે દારૂનું વેચાણ પણ ઓછું થયું. કારણ કે દારૂખાતાના અમલદારો બરાબર સમજતા હતા કે સરકારની આવક અને તેથી દારૂની ખપત તો સરખી ને સરખી જ રાખવાની હતી. તેઓ આસપાસની ત્રણ દુકાનો કાઢી નાંખી મધ્યમાં મોટી દુકાન ઉઘાડતા. આ ત્રણે દુકાનના ઘરાકોને એ એક જગ્યાએ ભેગા થવામાં બહુ અડચણ નહોતી

પડતી. 'આબકારી અમલદારો જ રાજ્યની આબકારી નીતિ સમજ્યા નથી, આબકારી ખાતાના અમલદારો દારૂનો વધારે ઉઠાવ કેમ થાય, દારૂમાંથી વધારે આવક કેમ થાય એ માટે જ મથે છે,' એ પ્રકારની ફરિયાદ ખુદ આબકારી કમિટિ ૧૯૦૫ માં નિમાઈ હતી તે કરે છે.

પીઠાં ક્યાં અને ક્યારે ઘટાડવાં તે સંબંધી બંગાળાની સરકારે એક ઠરાવ કર્યો હતો:–

"કોઇ પણ કૂવા કે નદીના ઘાટ આગળ, નિશાળ, દવાખાનું, મંદિર કે મિલ આગળ કે બજારના નાકા પર કે બજારની વચ્ચોવચ દારૂનું પીઠું ખોલવું નહિ. દારૂડિયાના લત્તામાં દારૂનું પીઠું ન ખોલાય એ માટે કાળજી રાખવી. દારૂની આદત હોય તેને દારૂ મળે એવી ગોઠવણ રાખી દારૂની દુકાન ખોલવી. પણ તે એવે ઠેકાણે ન ખોલવી કે જેથી દારૂ ન પીનારને દારૂ પીવાનું મન થાય કે દારૂડિયા બીજા લોકોને હેરાન કરી શકે."

આ ઠરાવ દેખાય છે બહુ સારો, પણ તેનું બધું સારાપણું એક વાતથી ઊડી જાય છે. આ નિયમ નવી દુકાનોને જ લાગુ પડે છે. સરકારના નિયમોની ભાષામાં ગમે તેટલી સદિચ્છા દેખાતી હોય પણ જ્યાં સુધી એ નિયમો હિંદુસ્તાન દેશને દારૂની બદીમાંથી ન છોડે ત્યાં સુધી એ ખાલી વચનોની કિંમત શું? સરકાર જૂની દુકાનો કાઢવાની બાબતમાં ચૂપ રહે છે અને ૧૦ દુકાનો હશે તે લત્તામાં ૧૧ મી દુકાન ખોલવામાં નહિ આવે એવું કહી ગુસ્સે થયેલી પ્રજાને શાન્ત પાડવાનો વ્યર્થ પ્રયત્ન કરે છે.

સરકારની દારૂ પાવાનાં સંમોહનો ઘટાડવાની દાનત જ હોય, તો સ્વીડનનૉર્વેનું ઉદાહરણ તેણે લેવું ઘટે છે. ૧૮૫૦ ની સાલ સુધી સ્વીડન જેવો દારૂડિયો દેશ આખી દુનિયામાં બીજો એકે નહોતો. દારૂ વેચવા દેવાની ઇજારાપદ્ધતિથી જોતજોતામાં દારૂ ગાળવાનાં કારખાનાંની સંખ્યા એવડા નાના દેશમાં પણ ૩૩૦૦૦ થઈ ગઈ. લોકો ત્રાસી ઊઠ્યા, ગરીબાઈ વધી પડી. સામાજિક અને

નૈતિક વ્યવહાર તૂટી પડયા. લોકો હીન દશામાં આવી પડયા. છેવટે સરકારની તથા પ્રજાની આંખ ઊઘડી. ત્યાંની સરકારને કંઈ પરદેશની પ્રજાના વ્યસનમાંથી કમાણી કરવી નહોતી. તેણે ઇજારાપદ્ધતિ અમલમાં મૂકવામાં ભૂલ કરી હતી અને ભૂલ માલૂમ પડતાં તરત તેને સુધારી લીધી. સરકારે દારૂના ઇજારા દેવા બંધ કર્યા. પ્રજામાંથી કેટલાક શ્રીમંત પુરુષોએ પણ દારૂની બદી ઘટાડવા કમર કસી. તેમની એક મંડળી થઈ. નફો બિલકુલ ન ખાવાનો નિશ્ચય કરી તે મંડળે ૬૧ પીઠાંનો પરવાનો લીધો. તેમને કમાવું તો હતું જ નહિ. તેથી ૬૧ માંથી માત્ર ૧૯ પીઠાં જ ખુલ્લાં મૂકયાં. દારૂ પીતાં લોકો અટકે તે સારુ જુદા જુદા લત્તામાં પીઠાની બાજુમાં જ ચાપાણી, નાસ્તો વગેરે સસ્તા ભાવે મળે તેવી હોટેલો તથા જ્ઞાન સારુ વાંચનાલયો ખોલી દીધાં. આ રીતે સને ૧૯૦૦ માં આખા યુરોપમાં સ્વીડનમાં દારૂનું વ્યસન ઓછામાં ઓછું માલૂમ પડયું.

હિંદુસ્તાનની સરકારના ને હિંદુસ્તાનની પ્રજાના સ્વાર્થ જુદા જુદા છે. સ્વીડનનૉર્વેની સરકારે પોતાની પ્રજા સારુ જે કર્યું તેની અહીંની સરકાર પાસે આશા રાખવી એ ફોગટ છે એ આપણી ખાતરી થઈ ગઈ છે. સ્વીડનની પ્રજા જે કરી શકી તે સરકારની સહાનુભૂતિથી જ થઈ શકયું. સ્વીડનના શેઠિયાના ઉપાય આપણે ત્યાં અજમાવવા જઈએ તો અહીં તો જાદવાસ્થળી જામે. છતાં પ્રજાએ તો સમજી જ લેવાનું રહ્યું છે કે દારૂ કાઢવો હશે તો તે પ્રજાએ પોતે જ કાઢવો પડશે.

## દારૂ સાથે સગાઈ

દારૂને અને સરકારને કેટલી અને કેવી સગાઈ છે તે હવે જોઈએ. આબકારી પેદાશનાં સાધનો આપણે આગળ જોઈ ગયા તેમ નીચે પ્રમાણે છે:

૧. દારૂ ગાળનારને આપવામાં આવતા ઇજારાની કિંમત.

૨. દારૂ વેચનારને આપવામાં આવતા ઇજારાની કિંમત.

આ બે સાધનોથી, એટલે કે દેશી દારૂના ધંધામાંથી, આબકારી આવકના ૫૦ ટકા મળી જાય છે.

૩. વિલાયતી દારૂ હિંદમાં આવતાં તેના ઉપર ચડાવવામાં આવતી જકાત.

૪. તાડીના ઝાડ ઉપરની જકાત અને તાડી વેચનારને આપવામાં આવતા ઇજારાની કિંમત.

દારૂ ગાળવાના અને વેચવાના ઇજારાઓ સરકાર લિલામથી આપે છે. તેમાં તેનો ઉદ્દેશ કલાલો પ્રત્યે નિષ્પક્ષપાતપણું બતાવવાનો કદાચ હશે, પણ લિલામની પદ્ધતિથી દારૂના ઇજારાના ભાવ ઘણા જબરા ઊપજે છે એમાં તો શક નથી જ. ચડસાચડસીમાં ઇજારાના ભાવ તે લોકો એટલા બધા ચડાવી દે છે કે જો દારૂ વેચનારો સરકારના કાયદામાં રહીને દારૂ વેચે તો બિચારો મરી જ રહે. મોંઘા ભાવે ઇજારો લેનાર કલાલ કુદરતી રીતે જ જેટલો વધારે દારૂ વેચાય તેટલો વેચવા તનતોડ મહેનત કરે જ. અંગ્રેજી રાજ્યતંત્રમાં જેમ નાના મોટા અમલદારોનો દરજ્જો તેમના પગાર ઉપરથી નક્કી થાય છે તેમ જે કલેકટર કે ગવર્નર પોતાના પ્રાન્તની કે ઇલાકાની ઊપજ વધારે કરી આપે તે પણ હોશિયાર ગણાય છે. એ આવક શેમાંથી મેળવવામાં આવી તેની ઝાઝી તપાસ કોઇ નથી કરતું. એટલે મોટા અમલદારો દારૂના ઇજારાનું લિલામ કરે છે ત્યારે તેઓ હંમેશાં વધારેમાં વધારે કિંમત મેળવવાની જ દૃષ્ટિ રાખે એ કુદરતી છે. ડિસ્ટિલરીપદ્ધતિ દાખલ થતાં અને ઇજારાની યુક્તિ હાથ લાગતાં થોડા વખતમાં સરકારની આબકારી આવક કેવી વધતી ગઈ તે જોઈએ:—

| વર્ષ | આવક લાખ રૂ. |
|---|---|
| ૧૮૬૧ ... ... ... | ૧૭૮ |
| ૧૮૮૦ ... ... ... | ૩૧૩ |
| ૧૯૦૦ ... ... ... | ૫૭૨ |
| ૧૯૧૦ ... ... ... | ૧૦૫૪ |
| ૧૯૧૮ ... ... ... | ૧૭૩૫ |

જેમ આખા હિંદુસ્તાનની આવક વધી છે તેમ જો આપણે આપણા ઇલાકા તરફ નજર નાંખશું તો યે જણાશે કે ૧૯૦૦ માં જે ૧૮૬ લાખ આવક થતી તે ૧૯૧૮ માં ૩૭૮ લાખ થઈ છે. આમ સરકારની આવક વધતી જાય છે તેમ સરકાર રાજી થતી જાય છે અને જાહેર કરે છે કે દેશ વધારે કમાયો, કારણ કે તેમ ન હોત તો તે વધારે કર ક્યાંથી ભરી શકત?

૧૯૦૫ સુધીમાં હિંદમાં જ્યાં જ્યાં સરળતાથી કારખાનાંની પદ્ધતિ દાખલ થઈ શકે ત્યાં થઈ ગઈ હતી. તે દરમિયાન આબકારી ખાતાની નીતિ નક્કી કરવા એક કમિટિ નિમાઈ હતી. તેણે આખા હિંદમાં ફરી તપાસ કરી રિપોર્ટ કર્યો છે. તે પરથી જે સિદ્ધાન્તો બાંધ્યા તેમાંના થોડાક નમૂના નીચે આપું છું:

"તમામ પ્રકારના વિલાયતી દારૂનું વેચાણ બહુ જ વધી પડયું છે."

"તાડી ઉપર જો પૂરતો જાપતો રાખવામાં નહિ આવે તો તાડીમાં પ્રજા ચકચૂર બની જશે."

"કેટલાક ભાગોમાં દેશી દારૂનો ઉઠાવ એટલો બધો વધ્યો છે કે જ્યાં જુઓ ત્યાં દારૂડિયા માલૂમ પડે છે."

દેશમાં દારૂની બદી વધી રહી છે એ વાત સરકારથી ત્યારે તો અજાણી નહોતી જ. હિંદની આર્થિક તથા નૈતિક પ્રગતિની નોંધ લેતાં રિપોર્ટે પણ નીચેના દીવા જેવા આંકડા કાઢી બતાવ્યા છે:—

**ગૅલન દેશી દારૂ** (લાખમાં)

| પ્રાંત | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૧૮ |
|---|---|---|---|
| મુંબઈ, સિંધ | ૧૭ | ૨૯ | ૨૬ |
| મદ્રાસ | ૮ | ૧૬ | ૧૬ |
| પંજાબ | ૨ | ૪ | ૪ |
| મધ્ય પ્રાન્ત, વરાડ | ૨ | ૧૦ | ૧૨ |
| સંયુક્ત પ્રાન્તો | ૧૨ | ૧૫ | ૧૪ |
| બંગાળ, બિહાર, ઓરિસા | ૬ | ૧૮ | ૨૦ |

આ આંકડા પરથી જોઈ શકાય છે કે મુંબઈ, સિંધ, મદ્રાસ, અને પંજાબમાં ૧૦ વરસમાં જ દારૂનો ઉઠાવ બમણો થયો છે. બંગાળ, બિહાર, અને ઓરિસામાં ૧૦ વરસમાં ત્રણ ગણો વધ્યો છે. મધ્ય પ્રાન્તમાં દારૂનો ઉઠાવ ચાર ગણો વધ્યો છે. સંયુક્ત પ્રાન્તોમાં નવી પદ્ધતિ દાખલ નથી થઈ તેથી તે બચી ગયો છે.

સરકાર દારૂ પર ભારે કર નાંખી દારૂ ઘટાડવા ઇચ્છે છે એવો ઢોંગ કરે છે. પણ સરકારે એવા કર નાંખ્યા છે કે દારૂના વેચાણને જરા પણ બાધ ન આવે. દારૂ સહન કરી શકે તેટલો જ કર નાંખવામાં આવે છે તે નીચેના કોઠા પરથી સહેજમાં સમજાશે:—

૧૯૦૧ થી ૧૯૧૧

| પ્રાન્ત | દારૂનો કેટલો ઉઠાવ વધ્યો | કરમાં કેટલા ટકા વધારો થયો |
|---|---|---|
| મુંબઈ | ૫૧ ટકા | ૩૮ ટકા |
| સિંધ | ૩૫ | ૨૨ |
| મદ્રાસ | ૮૬ | ૩૧ |
| પંજાબ | ૮૧ | ૩૩ |
| સંયુક્ત પ્રાન્તો | ૨૦ | ૩૪ |
| મધ્ય હિંદ | ૩૦૦ | ૫૪ |

## દારૂ અને કેળવણી

મોટામાં મોટી ખેદજનક વાત એ છે કે સરકારે દારૂ અને કેળવણી એ બેનો સંબંધ બાંધી દીધો છે. હિંદી સરકારને કેળવણી પાછળ ૧૭ કરોડ ખર્ચ થાય છે તે બધું ખર્ચ દારૂની પેદાશમાંથી પૂરું કરાય છે. જે કેળવણી આપતાં પ્રજાનાં શરીર રોગી બને છે, પ્રજાના સામાજિક વ્યવહાર અસ્તવ્યસ્ત બને છે, સમાજનાં નૈતિક બંધનો તૂટે છે તે કેળવણી શા કામની ? બાપના દારૂના પૈસામાંથી છોકરો નિશાળે જઇને કક્કો શીખે તે

કેટલોક ટકવાનો હતો ? એ જ બાપ છોકરાને અને તેની માને ગાળો વરસાવતો અને મારતો સાંજે ઘરમાં લથડિયાં ખાતો આવે કે તરત બધી કેળવણી પર પાણી ફરી વળે છે.

સરકારને ૧૭ કરોડ મળે ત્યારે દારૂ તો ૫૦ કરોડનો પિવાય છે, અને ૧૭ કરોડના ભણતર સારુ ૫૦ કરોડનો દારૂ પીવો પડે એ ન પોસાય એવું છે. જો આ ૫૦ કરોડ રૂપિયા દર વરસે દારૂમાં ન લૂંટાઈ જતા હોય તો તે રૂપિયા પ્રજોપયોગી ધંધામાં—દાખલા તરીકે રેંટિયા કાંતવામાં, વણવામાં, ખેતીનાં સાધનો સારાં વસાવી ખેડવામાં—ખર્ચે તો તે પ્રજા વધારે પુષ્ટ બને.

આ અસહકારની લડતને અંગે દારૂથી છૂટવાને પ્રજાએ જબરો યત્ન કર્યો, પણ નાક દાબવાથી મોં ખૂલવું જ જોઈએ તેમ સરકારનો ક્રોધ ચોકી કરનારાઓ ઉપર ભભૂકી ઊઠયો. ન મંદિર હોય, ન ધર્મશાળા હોય, ન વાણિયાની દુકાન હોય ત્યાં દારૂનું પીઠું તો હોય જ, કારણ પ્રજાની જરૂરિયાત પૂરી પાડવી એને સરકાર પોતાની ધાર્મિક ફરજ માને છે! ગામમાં કિવનાઈન ન મળે અને તાવથી ૫૦ હજાર માણસ દર વરસે મરે છે, પણ ગામડામાં ભાંગ, ગાંજો, ચરસ, દારૂ વેચવાની દુકાનોના ઇજારા તો હોવા જ જોઈએ.

જેમ સરકારે વધારે કર નાંખીને દારૂ ઘટાડવાની ઇન્દ્રજાળ પાથરી તેમ કેટલાક લોકોએ દારૂનાં પીઠાંના કલાક ઓછા કરાવી દારૂ ઘટાડવાનો મોહ રાખ્યો હતો. એ બન્નેને લૉર્ડ ચેસ્ટરફિલ્ડના ભાષણનો ઉતારો હું સમર્પણ કરું છું. ૧૭૪૩ માં અમીરોની સભામાં દારૂ વેચવાની છૂટ આપવા સંબંધી બિલ આવ્યું ત્યારે ભાષણ કરતાં તેમણે કહ્યું હતું કેઃ—

"મોજશોખની વસ્તુઓ પર કર નાંખી શકાય પણ દુર્ગુણનો તો જડમૂળથી નાશ જ કરવો જોઈએ, પછી કાયદાના અમલ કરવામાં ગમે તેવી મુશ્કેલી આવતી હોય. બાઈબલના આદેશો તોડનારનો તમે

દંડ કરીને સંતોષ પકડી શકશો? આવો દંડ દુષ્ટ અને નાસ્તિકતા ભરેલો જ ગણાશે, કારણ કે દંડ ભરનાર માણસને ઈશ્વરના ફરમાન વિરુદ્ધ વર્તવાની તમે તેથી છૂટ આપો છો. રાજ્યને આવક થાય એ હેતુથી દારૂના વેચાણમાં દુકાનોનો ઇજારો દેવાની છૂટ આપનાર આ બિલ પસાર થાય તો તમે પ્રજાને કાયદેસર વ્યભિચાર કરવાની છૂટ આપો છો એમ ગણાશે. કારણ કે એમાં લેશ માત્ર શંકા નથી કે સત્તાધિકારીઓ તરફથી નીચેના અમલદારોને દારૂનું વેચાણ વધે, દારૂને ઉત્તેજન મળે, રાજ્યની આવક વધે તે સારુ દબાણ થયા વિના નહિ રહે.

"દારૂ વેચવાની છૂટ આપનારા આ બિલનો જ્યારે હું વિચાર કરું છું ત્યારે એમ જ લાગે છે કે આ બિલ રોગ ફેલાવવા માટે, ઉદ્યોગ ધંધા તોડવા માટે, મનુષ્યજાતનો નાશ કરવા માટે જ આપણી સમક્ષ આવ્યું છે. આ બિલથી પૂર્વે કદી સાંભળ્યું નથી તેવું પ્રજાઘાતક યંત્ર શોધાશે. એ યંત્રથી મરશે નહિ તે ઘાયલ કે અપંગ થયા વિના તો નહિ જ રહે; અને જે જીવશે તે બેભાન સ્થિતિમાં જ રહેશે."

"દારૂ કેટલી હદે હિંદુસ્તાનમાં જડ ઘાલી બેઠો છે તે મેં બતાવ્યું છે. દારૂના દુશ્મન એ સરકારના દુશ્મન કેમ છે એ સ્થિતિ પણ મેં ઉપર બતાવી છે. આપણે દારૂ અને સરકાર એ બન્નેની જોડે ઝુંબેશ કરવી રહી છે. આ ઝુંબેશ જીવને સાટે લડવી પડશે, અને જીવને સાટે લડીએ એટલી તે મહત્ત્વની છે. પ્રભુ આપણને બળ આપો.

( ન. જી. ૨૭–૭–૧૯૨૨ ) છ. ન. જોશી

# પરદેશી દારૂનો પ્રચાર

દારૂમાત્ર તાજ્ય છે, તે પરદેશી હો કે દેશી હો. એટલે આ લખાણ પરથી કોઈએ એ વિષે શંકા આણવાની ભૂલ ન કરવી. અહીં પરદેશી દારૂ વિષે ખાસ લખવામાં આવે છે એનું કારણ એ છે કે તે વિષેની સરકારી નીતિ અને તેનાં પરિણામ વિશેષ ભયંકર છે. બીજું, ધોળી પરદેશી બીડીની જેમ પરદેશી દારૂની પણ પ્રતિષ્ઠા જામે તો નવાઇ નહિ. અને પરદેશી દારૂ શીશીબંધ વેચાય છે એટલે લોકો ઘરમાં રાખી શકે. એથી તો અનિષ્ટ ઘરમાં પણ ઘૂસી જવાની પૂરી ભીતિ છે. વળી હિંદમાં પણ આવી જાતના દારૂ બનાવાય છે અને લોકોને તેનો સ્વાદ લાગતો જાય છે. આવાં વિશેષ ભયંકર પરિણામો વિષે પ્રજાએ જાગૃત થવાની જરૂર છે.

## સરકારની નીતિ

પરદેશી દારૂમાંથી મુખ્ય આવક તેના પર લેવાતી બંદરની જકાત છે. આ જકાત હિંદી સરકારને મળે છે. એની રકમ બીજી જકાતી રકમો ભેગી નાંખવામાં આવે છે. દેશી દારૂ, તાડી, અફીણ આદિ માદકોની આવક પ્રાંતીય સરકારો પાસે રહે છે અને તેમનો આંકડો જુદો રાખવામાં આવે છે. આવી વ્યવસ્થામાં કદાચ સરકારી નાણાંખાતાને અનુકૂળતા હશે એમ માની લઇએ. પરન્તુ દારૂનિષેધની દૃષ્ટિએ એમાં દોષ છે. પરદેશી દારૂની આવક જુદી ખતવાતી હોવાથી પ્રજાની તે વિષે સરતચૂક થયા કરે એ બનવાજોગ છે. વડી સરકાર પણ તેને બીજી જકાતોની જેમ નિર્દોષ માન્યા કરે તો નવાઈ નહિ. ૧૯૨૮–૨૯ના ‘ ઇંડિયા ’ માં જોતાં આ આવક વિષે આટલો જ ઉલ્લેખ જોઇને એ ભીતિ સાચી લાગી છે :

"હિંદી સરકારને બહારથી આયાત થતો દારૂ, જેમાંથી મળતી જકાત **આ દેશની વડી સરકારની આવકમાં ઉપયોગી ફાળો આપે છે,** તેના સિવાય બીજા દારૂના વાપર સાથે હવે **સીધી લેવાદેવા નથી."** ( મૂળમાં કાળા અક્ષરો નથી. )

એટલે આ ઉપયોગી ફાળાને એ જતો કેમ કરે ? ઊલટું એમ બને કે બે સરકારોના કામના વિભાગના ગોટાળામાં પરદેશી દારૂ અનિયંત્રિત રીતે વપરાયાં કરે. જેમ વડી સરકારને બીજા દારૂની સીધી લેવાદેવા નથી, તેમ જ પ્રાંતીય સરકારોને પરદેશી દારૂ સાથે સીધી લેવાદેવા ન હોય એ ઉઘાડું છે. એથી તો, મુંબઇ ઈલાકામાં, જ્યાં દેશી દારૂનો વાપર નિયત કરવામાં આવે છે અને પ્રતિવર્ષ ઘટાડતા જવાય છે, ત્યાં પરદેશી દારૂ અનિયત રહેલો છે! અને હિંદી સરકારને તો 'ઉપયોગી ફાળા' ની રકમથી સંતોષ છે એ ઉપરના વાકયમાં આપણે જોયું.

## દેશમાં બનતો પરદેશી દારૂ

પરદેશી દારૂ આપણા દેશમાં બનાવવાનાં પણ કારખાનાં નીકળ્યાં છે. તે દારૂને પણ આયાત થતા દારૂની જેમ ગણવામાં આવે છે. મુંબઈ ઈલાકાના આંકડા જોતાં તેનો વાપર વધતો જતો જણાય છે :

| વર્ષ | સ્પિરિટ: આસવ | મોલ્ટ દારૂ |
|---|---|---|
| | ગૅલન | ગૅલન |
| ૧૯૨૪-૨૫ | ૫,૩૬૬ | ૨૧,૫૮૦ |
| ૧૯૨૬-૨૭ | ૩૫,૨૫૧ | ૪૪,૪૦૩ |
| ૧૯૨૮-૨૯ | ૪૭,૬૭૫ | ૩૬,૪૨૦ |

**એટલે આવક પણ વધે. એનો લોભ પણ વધે. એથી પંજાબમાં સરકારે જકાતનો સામાન્ય દર રૂા. ૨૧-૪-૦થી ઘટાડીને રૂા.**

૧૭-૮-૦ કર્યો છે. એથી એની મેળે પરિણામ એવું આવ્યું છે કે આવક વધી અને વાપર પણ વધ્યો. ઉપર સૂચવેલી અનિયંત્રતાનો આથી બીજો શો પુરાવો જોઈએ ?

હિંદી સરકારે કહેવાપૂરતી તો પરદેશી દારૂ વિષેની નીતિ જાહેર કરી રાખી છે :

"આ દારૂને વાપરવા ટેવાયેલા એવા ગોરાઓ, પારસીઓ વગેરે વર્ગો માટે જ તે હોય. દેશી પ્રજામાં તેને વપરાશની વસ્તુ થવા દેવાની સરકારની નીતિ નથી.'

છતાં, એક અંગ્રેજ પાદરીએ જણાવ્યું છે તેમ,

"હિંદમાં પરદેશી દારૂની આયાત કરવામાં આવે છે તેનો અર્ધ કરતાં મોટો ભાગ હિંદવાસીઓ વાપરે છે એ સત્તાવાર ગણતરી ઉપરથી દેખાય છે કે..."

## આયાતમાં વૃદ્ધિ

આયાત જોઈએ તો તેમાં રાક્ષસી વધારો માલૂમ પડે છે. એટલો બધો વધારો સિદ્ધ કરી આપે છે કે ગોરા તથા પારસી ઉપરાંત બીજા વર્ગો પણ તે પીએ છે. વધારો આ પ્રમાણે છે :

| વર્ષ | ગૅલન | ટકા વધારો |
|---|---|---|
| ૧૮૭૫-૭૬ | ૭,૦૧,૧૭૭ | |
| ૧૯૦૪-૦૫ | ૧૨,૯૭,૬૧૧ | ૮૫ |
| ૧૯૨૭-૨૮ | ૬૨,૦૭,૩૪૩ | ૫૦૦ |

આ વધારા સાથે સરકારના 'ઉપયોગી ફાળા' માં પણ ઉમેરો થતો જ જાય એ દેખીતું છે ૧૯૨૭-૨૮માં હિંદી સરકારને પરદેશી દારૂની જકાત પેટે રૂા. ૨,૫૫,૯૮,૬૨૭ મળ્યા હતા.

## ગરીબ લોક વાપરે છે

મુંબઇ સરકારની દેશી દારૂ વિષે એવી નીતિ છે કે એના ઉપર અને તેટલો મોટો કર નાંખવો અને તેના વાપરને નિયત રીતે ઘટાડતા જવું એને પરિણામે દારૂ મોંઘો પડે છે—અમુક વિલાયતી દારૂ કરતાંય તે મોંઘો પડે છે. તેથી શહેરોમાં જ્યાં વિલાયતી દારૂ મોટે ભાગે વપરાય છે ત્યાં ગરીબ લોક પણ વિલાયતી દારૂ સસ્તો જોઇને તે પીવા લાગ્યા છે. સરકારી નિવેદનો તેનો પુરાવો આપે છે :

"એમાં શંકા નથી કે શહેરોમાં દેશી દારૂના ઘટાડાનો બદલો **સોંઘા પરદેશી દારૂથી** વાળી લેવાય છે." ( મુંબઇ આબકારી નિવેદન, ૧૯૨૭–૨૮. )

"(દેશી દારૂનો વાપર ઘટવાનાં કારણો ) . . . મોટા ભાવ અને પીનાર વર્ગોમાં **સોંઘા** 'બીર' અને 'સ્પિરિટ'નો **વધતો જતો સ્વાદ** . . ." ( સદર ૧૯૨૮–૨૯. )

એટલે આ દારૂ સોંઘો છે. એટલું જ નહિ પણ સ્વાદિષ્ટ પણ છે. આમ બેઉ રીતે પ્રલોભન મળવાથી અને અનિયત ઉપયોગની છૂટ હોવાથી આપણને તે ક્યાં લઈ જઇને ઊભા રાખે એ વિચારતાં થરથરાટ છૂટે છે.

અને આ પરદેશી દારૂથી થતો આર્થિક સ્રાવ એક બીજી બલા છે. મોટા ભાગનો દારૂ ઈંગ્લૅંડથી આવે છે. એનો વેપાર આજકાલ કરોડોનો થઇ પડેલો છે. ( સરકારી આંકડાના પુસ્તકમાં ખાનગી વેપારીની આયાત રૂા. ૩,૬૬,૯૯,૦૦૦ની આપેલી છે. સરકારી આયાત ઉપરાંત આ ગણવી જોઇએ. ) એટલે સ્વરાજમાં એ વેપાર પર પ્રતિબંધ પડવાને ભયે જેમ બીજા વેપારીઓ કરે છે તેમ આ લોકો પણ સ્વરાજનો વિરોધ કરવાના જ. પાર્લામેન્ટમાં વેપારીઓ જ ફાવે છે એ ધ્યાનમાં રાખવું જોઇએ.

## ઇજારાની સંખ્યા

દેશી દારૂની દુકાનો ઘટાડીને સરકાર દારૂનિષેધનાં પગલાં ભર્યાંનું અભિમાન ધરાવે છે; પરન્તુ આ પરદેશી દારૂના ઇજારાની સંખ્યા જુદી ગણી બતાવવામાં નથી આવતી, એટલે નીચેનું પોલ ઢંકાઇ રહે છે :

| વર્ષ | ઇજારા |
|---|---|
| ૧૯૨૦ | ૮૫૭ |
| ૧૯૨૩ | ૧,૧૪૫ |
| ૧૯૨૬ | ૧,૩૩૭ |
| ૧૯૨૮ | ૧,૩૯૧ |

આમ પીવા માટે સવડો પણ વધતી જાય છે. સરકાર હરેક રીતે આ દારૂ બાબત બેદરકાર રહેલી લાગે છે, અને દારૂ તેનું કામ છાનોમાનો કર્યે જાય છે. દરેક રીતે જોતાં, ખરેખર આ પરદેશી દારૂનો પ્રશ્ન ભયંકર છે.

(ન. જી. ૬-૭-૧૯૩૦) મ૦

# ખંડ ૨

## સંપૂર્ણ દારૂનિષેધ

મનુષ્યની શક્તિ અને સાધનસંપત્તિના સંગ્રહાર્થે આ મહાન પગલું ભરી આગળ વધવાને જેઓ, સમજણથી કે સમજણ વિના, ના પાડે છે તેઓ, ચોક્કસ, સુધરેલી દુનિયામાં પછાત પદ ભોગવવાનું પસંદ કરે છે.

( ડૉ. ટૉમસ કારવર: હારવર્ડ વિદ્યાપીઠ )

## પ્રજાનો હક

પ્રજાકીય સરકારની, ફરજ ગણાશે કે:—
દારૂ અને અફીણ આદિ માદક પદાર્થોથી પ્રજાને બચાવવી; અને એ સિદ્ધ કરવા સારુ, પ્રજાકીય સરકારની સ્થાપના થયા બાદ પહેલીજ તકે, ઔષધીય કે ઔદ્યોગિક જરૂરિયાત સિવાય, દારૂ અફીણ આદિ માદક પદાર્થો બનાવવાનો, આયાત કરવાનો, સંઘરવાનો, કે વેચવાનો, સંપૂર્ણ નિષેધ કરનાર કાયદા ઘડવા.

(કલકત્તાની સર્વપક્ષીય પરિષદે ઘડેલા
બંધારણની કલમ ૪ : ૧૮)

# દારૂની રંજાડ

( આ નીચેનો 'આલેખ' દારૂએ કેટલું સત્યાનાશ વાળ્યું છે એ બતાવવાને માટે શ્રી રાજગોપાલાચાર્યે પોતાના દારૂનિષેધના ત્રૈમાસિકમાં આપ્યો છે. તેની ઉપર કરેલી નોંધ અહીં ઉતારીએ છીએ: )

## દારૂનું મહેસૂલ



પોતાના અજ્ઞાનમાં પોતાનાં બાળબચ્ચાંના મોંમાંથી રોટલો હરી લેનારું, પોતાના હાડમાંથી કામ કરવાની શક્તિ નિચોવી નાંખનારું, અને નીતિ અને વિવેકનો વિનાશ કરનારું ખેડૂતો અને મજૂરવર્ગનું વ્યસન કેવો હાહાકાર વર્તાવી રહ્યું છે એ જોવુંહોય તો આ આલેખની ઉપર જરા વિચાર કરો. સરકારની નીતિનો બચાવ કરનારા ગમે તે કહે, પણ લોકો દારૂ પીતા થાય અને સરકારનું મહેસૂલ વધારે એટલા ખાતર ડગલેડગલે અને પગલેપગલે દારૂનાં પીઠાં રોપવાની તેણે પેરવી કરી છે. આ પીઠાં ચલાવવાનો હક એ હરાજ કરે છે, એટલે હરાજીમાં લેનાર માણસને પોતાના નફાની ખાતર પોતાની ઘરાકી વધારવાની ફરજ પડે છે. એ માણસના કરતાં વધારે ભાવ આપી વધારે લાડવો ખાવાને માટે બીજા માણસ બીજે વર્ષે તૈયાર થાય છે, અને એમ રંજાડનું કાળચક્ર ચાલ્યા જ કરે છે. દારૂ બનાવવાનો અને વેચવાનો સરકારનો ઇજારો એટલા માટે છે કે દારૂનો વાપર વધારવાનો કોઇને સ્વાર્થ ન રહે. પણ એ ઉદ્દેશ તો ઊંધો વળે છે; અને ૬૦ વર્ષ ઉપર દારૂનિષેધનો સવાલ જેટલો મુશ્કેલ હતો તેના કરતાં આજે એ ૬૦ ઘણો મુશ્કેલ સરકારે કરી મૂક્યો છે.

દારૂતાડી બ્રિટિશ રાજ્ય અગાઉ પણ હતાં એમ બચાવમાં કહેતાં સરકાર અને સરકારના હિમાયતીઓ થાકતા નથી. એ વિષે કશી શંકા નથી. પણ કાંઈ પ્રમાણ તો હોય જ. પશ્ચિમમાં એ વ્યસન જે પ્રતિષ્ઠા ભોગવે છે તેનો વિચાર કરો, અને આપણે ત્યાં એ વ્યસન કેટલું હલકું ગણાય છે એનો વિચાર કરો. એમનાં ઉત્તમ સાહિત્યનાં પુસ્તકો વાંચો, સારાં વર્તમાનપત્રો વાંચો. દારૂનું વ્યસન એ એક સામાન્ય ટેવ તરીકે માની લેવાયું છે. ત્યારે આપણા સાહિત્યમાં એવું કોઈ બતાવી તો આપે! પણ ઇતિહાસ શોધવામાં શો માલ છે? આજની હકીકત તપાસોને! ૭૦ વર્ષ ઉપર આ સરકારને દારૂતાડીમાંથી એક કરોડ રૂપિયા મહેસૂલ મળતું હતું.

૧૯૦૦ માં એ છ કરોડ થયું, અને આજે એ વધીને ૨૪ કરોડ થયું છે. એ જાડો કાળો નાગ પોતાની ફેણ કયાં સુધી ઊંચી કર્યે ગયો છે એ સાથેના આલેખ ઉપરથી દેખાશે. એટલે મહેસૂલની દૃષ્ટિથી વિચારતાં સરકારને આજે ૨૪ કરોડનું મહેસૂલ છોડતાં ટાઢ ચડે છે, પણ સિત્તેર વર્ષ ઉપર ચેતત તો એક કરોડ જ ગુમાવવાના હોત અને કશી જ મુશ્કેલી ન આવત. બ્રિટિશ સરકાર આવી ત્યાં સુધી 'લાઇસન્સ'ની પ્રથા નહોતી. જો માણસ સમાજ અને ધર્મના નિયમોને નેવે મૂકીને દારૂતાડી બનાવી પીવાની ધૃષ્ટતા કરવા ઇચ્છતો તો તે કરી શકતો. પણ પ્રજાના હાડમાં જ એ વસ્તુની એટલી ઘૃણા હતી કે દેશ એ વ્યસનની ભયંકરતામાંથી બચી ગયો હતો. આટલી છૂટ છતાં આપણે કેમ બચી ગયા એ આશ્ચર્યની વાત ભલે લાગે. પણ પરદેશી અહીં આવ્યા ત્યારે તેને હિંદી જેવો નિર્વ્યસની લાગેલો તેવો આજે તે નથી. પણ આજે તો 'લાઇસન્સ' અને 'ઇજારા'ની પ્રથા ચાલી છે, જયાં ત્યાં પીવાની સગવડો વધી ગઈ છે, એટલે આપણે જે અધોગતિને પંથે પડયા છીએ તે જોઈને ત્રાસ છૂટે છે. આમ ચોરીછૂપીથી દારૂ પીવાનાં જે દૂષણો છે તે દૂષણો ચાલુ પ્રથાનાં દૂષણ આગળ તો કશી વિસાતમાં નથી.

એ મહેસૂલ રદ થાય તો તેનો ખાડો શી રીતે પૂરવો એ સમસ્યા આપણા રાજધુરંધરો આગળ પડી છે, અને તેઓ વિચારમાં ગરકાવ છે ત્યાં નાગ વધારે ને વધારે ચૂડ ભરવતો જ જાય છે. પણ નિરાશાનું કારણ નથી. મહેસૂલની ગરબડમાં આપણને પડવાની જરૂર નથી. પ્રજાનું અંતર જાગૃત થાવ, અને ગમે તેટલી લાલચોની સામે થવાની શક્તિ પ્રજા કેળવે, એ વ્યસનને નિર્મૂળ કરવાનો પ્રજા નિશ્ચય કરે, તો પછી સરકારને પરાણે એ વ્યસનનાં ધામ બંધ કરવાં પડશે.

( ન. જી. ૧૭-૧૧-૧૯૨૯ ) ( રાજગોપાલાચાર્ય )

## કાયદો કે કેળવણી ?

( બ્રહ્મદેશના સ્ત્રીઓના ખ્રિસ્તી દારૂનિષેધક મંડળે મહાત્માજીને તેમના મંડળને કાંઈક કહેવા નોતરેલા. તે વખતે તેમણે આપેલું ભાષણ આ છે. આવકાર આપતાં મંડળનાં પ્રમુખ મે મેકે ગાંધીજીને " હિંદના દારૂનિષેધના શ્રેષ્ઠ હિમાયતી " એમ સંબોધ્યા હતા. તેમણે જણાવ્યું હતું કે આ મંડળનો દહાડે દહાડે એવો અનુભવ થતો જાય છે કે, દારૂનિષેધનો કાયદો બરાબર ફળદાયી થાય તેટલા સારુ એ કાયદો કરવા પૂર્વે દારૂનિષેધ બાબત કેળવણી આપવી જોઈએ. એટલે એ બહેને સૂચવ્યું કે બ્રહ્મદેશમાં હાલ આવી કેળવણીની ચળવળની જરૂર છે. આના જવાબમાં ગાંધીજીએ પોતાનું પ્રવચન શરૂ કર્યું. )

શ્રીમતી અને મિત્રો,

તમારા કામકાજની મને ખબર નથી, તેમ જ આ સભા આગળ મારે બોલવાનું થશે એને માટે હું તૈયાર પણ નહોતો. એટલે મને જરા સંકોચ થાય છે. મેં માનેલું કે, કેટલાક લોકો કુતૂહલથી કે કેટલાક લોક મારા દારૂનિષેધના વિચારો જાણવાને ઇરાદે, એમ ભેળસેળ લોકને મારે મળવાનું હશે. પણ હું જોઉં છું કે આ તો તજ્જ્ઞોની સભા આગળ હું ઊભો છું. કેમકે હું આશા રાખું છું કે તમે બધાં આ કામનાં તજ્જ્ઞો છો.

શ્રીમતી પ્રમુખે એમ સૂચવ્યું કે જો લોકોમાં દારૂવિષયક કેળવણી આપવામાં આવે અને એને લીધે મદ્યપાનની ટેવવાળાઓ દુકાનોએ

જતા અટકે ને। દારૂની દુકાને। બંધ થઈ જાય. પ્રમુખે જણાવેલા આ અભિપ્રાયને ઉથાપ્યા વિના હું આ વિષે મારે। મત તમારી આગળ મૂકવા ઇચ્છું છું.

## દક્ષિણ આફ્રિકાની સ્થિતિ

દારૂનિષેધ ક્ષેત્રમાં મારું કામ હું દક્ષિણ આફ્રિકામાં ૧૮૯૩ માં ગયે। ત્યારથી શરૂ થયું. ત્યાં જ્યારે મેં મારા જ બંધુઓને—મારા જ દેશભાઈઓને, અને બહેનોને પણ, દારૂ પીતાં જોયાં—જેને। તેઓ હિંદમાં હોત તે। વિચાર સરખો ન કરત—અને એને પરિણામે ગંદી ગટરની જિંદગી ભોગવતાં જોયાં, ત્યારે મેં જોયું કે દારૂનિષેધનું કામ ચડાવ ચડવા જેવું વસમું છે. મેં એમ પણ જોયું કે તેમાંના કેટલાક તદ્દન અસહાય હતા, અથવા એમ તેઓ પોતાને માનતા હતા. મેં ઘણા ઉપાયો કર્યા: કોઈ પણ વગર સત્તાના માણસની શક્તિમાં જેટલા હોઈ શકે એ બધા કર્યા. પરંતુ એ પ્રયત્નોના કાંઈક અંશે પણ, ચોખ્ખા ફળને। દાવો હું કરી શકું તેમ નથી. દક્ષિણ આફ્રિકાનું યુનિયન થયું ત્યાર પછી તેની સરકારે એક જાતનું ‘ દારૂ કમિશન ’ નીમેલું. મેં તેની આગળ જુબાની આપી અથવા એમ કહેવું ઠીક છે કે કમિશનને એક નોંધ લખી આપી. પરંતુ મને ફરીથી તમને જણાવતાં ખેદ થાય છે કે તેનું કાંઈ પરિણામ ન આવ્યું. દક્ષિણ આફ્રિકામાં સ્થિતિ જેવી વિચિત્ર અને અધકચરિયા હતી તેવીજ રહી છે. મદ્ય રાખવા અને પીવા બાબત ત્યાં ત્રણ પ્રકારના પ્રતિબંધ છે. બેન્ટુ અને ઝુલુ લોકો દારૂની શીશીઓ ન લઈ જઈ શકે, કે તેમને દુકાનમાં પીવા ન આપી શકાય એવો પ્રતિબંધ છે. છતાં તેઓ પીએ છે. હિંદી લોકો શીશીઓ ન લઈ જઈ શકે, પરંતુ દુકાનોમાં જેટલો જોઈએ એટલો પીવે, જેનું પરિણામ, અને ખાસ કરીને બહેને। પર, મેં ઉપર જણાવ્યું. ગોરી પ્રજા તો અલબત પ્રતિબંધરહિત છે. તેને માટે કશો કાયદો નથી.

પરંતુ હું શું કહેવા ઇચ્છું છું તે તમે અનુમાન કરી લો. તે આ છે કે આ અનિષ્ટનો ઉગમ દક્ષિણ આફ્રિકાના ગોરાની આ છૂટમાંથી છે. તેમનામાંના કેટલાકે તો બેન્ટુ અને હિંદી લોકની પીવાની ટેવનો લાભ લઇને મોટાં ભવિષ્ય ભેગાં કરી લીધાં છે.

## હિંદમાં અનુભવ

પછી હું હિંદુસ્તાનમાં આવ્યો. ત્યાં મને દક્ષિણ આફ્રિકા કરતાં એક બાબતમાં ભેદ માલૂમ પડયો. બાકી વસ્તુતાએ સ્થિતિ એ જ હતી. તમને ખબર છે કે ૧૯૨૦–૨૧ માં દારૂનિષેધની વાવાઝોડાના જેવી એક જોરદાર ચળવળ થઈ હતી. અને હું તમને કહું તો ખોટું ના લગાડશો કે જો આખા દેશનાં બધાં દારૂનિષેધક મંડળોનો અમને તેમાં સાથ મળ્યો હોત તો અમે સંપૂર્ણ ફતેહ મેળવી હોત. જો તમે હિંદની દારૂનિષેધ પ્રવૃત્તિનો કાળજીથી અભ્યાસ કર્યો હશે તો તમને સરકારી નિવેદનોમાંથી આ જ્ઞાન મળ્યું હશે કે અમે લગભગ સંપૂર્ણ ફતેહ નજીક આવી ગયા હતા; ઓછામાં ઓછું કેટલાક પ્રાંતોમાં તો ખરું જ. ઘણીખરી દારૂની દુકાનો વ્યવહારમાં બંધ થઈ ગઈ હતી. સેંકડો અફીણની દુકાનો આસામમાં સૂની પડી હતી. અને પછી દુ:ખની કહાણી આવી કે સરકારે દમનનીતિ ચલાવી. તે દુઃખદ, શરમ ઉપજાવનાર બીના હતી. હું કબૂલ કરું છું કે ચળવળને રાજકીય રંગ હતો. તે રાજકીય રંગ તેને અવશ્ય હોય એવી સ્થિતિ હતી. પરંતુ જે ચળવળ તત્ત્વતઃ નૈતિક હતી તેને મદદ કરવામાંથી, રાજકીય રંગને કારણે, દારૂનિષેધક મંડળો પાછાં પડયાં એમ નહોતું બનવું જોઈતું. આ કરુણ ઇતિહાસ હું તમારા આગળ રજૂ કરું તે માટે માફ કરશો; પરંતુ તે રસિક પણ છે. દમન આવી રીતે આવ્યું. સરકારી આવક બિહાર, આસામ અને મધ્યપ્રાંતમાં એકદમ ઘટી ગઈ. લોકોમાં આત્મશુદ્ધિની લાગણીનું, ઇચ્છાનું, તીવ્ર ઇચ્છાનું, એક મોજું આવ્યું હતું. એ તીવ્ર ઇચ્છા

કેવી રીતે આવી તે હું નથી જાણતો. તે આવી. ઈશ્વર કેવી ગૂઢ રીતે કામ કરે છે તે હંમેશ આપણને નથી જાણવા મળતું. પણ એ સત્ય વાત છે જ કે એ રાજકીય ચળવળ આત્મશુદ્ધિની ચળવળ પણ બની હતી. અને એ આત્મશુદ્ધિના મોજામાં હજારો કાર્યકર્તાઓ દારૂ અફીણની દુકાનો પર પહેરો ભરવા સ્વયંસેવક બન્યા; અને લોકોએ પણ માન્યું કે દુકાનોનો ત્યાગ કરવો એ આપણો ધર્મ છે. સરકારે દમન શરૂ કર્યું અને દુકાનો પર પહેરો ભરવાના ગુનાસર હજારો સ્વયંસેવકોને જેલમાં પૂરવામાં આવ્યા. એનું પરિણામ એ આવ્યું કે જે દુકાનો સૂની પડી હતી અને લગભગ બંધ કરી દેવામાં આવી હતી તે બધી, મને ભીતિ છે કે, ૧૯૨૦–૨૧ પહેલાં જેટલો ધંધો કરતી હતી એટલો જ લગભગ આજે કરતી થઈ ગઈ છે.

## કાયદો કેળવણીની પહેલો

આના પરથી એ સિદ્ધાંત હું કાઢવા માગું છું કે દારૂની બાબતમાં હિંદમાં અને બ્રહ્મદેશમાં—બ્રહ્મદેશને આપણી દલીલ ખાતર અલગ ગણીએ તો—કાયદાએ, જો કેળવણીની પ્રવૃત્તિની આગળ નહિ તોપણ, તેની સાથે સાથે તો ખરેખર, વધવું જ જોઈએ. બ્રહ્મદેશવાસીની મદ્યપાનની ટેવનો અભ્યાસ મને જેટલો કરવો ગમે તેટલો બધો હું કરી નથી શક્યો. હું તમને ખાતરી આપું છું કે જ્યારથી હું બ્રહ્મદેશના લોકમત સાથે સંબંધ ધરાવતો થયો છું ત્યારથી બ્રહ્મદેશી મિત્રો પાસેથી આ બ્રહ્મદેશવાસીની મદ્યની ટેવ વિષે જાણવા પ્રયત્ન કરું છું. પરંતુ, જ્યારે હિંદ વિષે હું જાતજ્ઞાનથી કહી શકું છું, ત્યારે બ્રહ્મદેશ વિષે બીજા પાસેથી જાણીને જ બોલી શકું. અને હું તમારી આગળ મારી જુબાની આપું છું કે મદ્યપાનની ટેવ ઊંચ વર્ણમાં નથી; મધ્યમ વર્ગના લોકમાં તો નથી જ. એ ટેવ મજૂર વર્ગમાં જ છે, અને તેમાં પણ ખાસ કરીને જેઓ કારખાનાંમાં મજૂર છે તેમાં છે. અને આ જે મારી જુબાની તમારી આગળ

મૂકું છું તે રસિક છે. આ કારખાનાંના મજૂરો કારખાનાંમાં ગયા પહેલાં નહોતા પીતા તે જઇને શા માટે પીતા થયા? પેલાં દક્ષિણ આફ્રિકામાં કામ કરવા ગયેલાં સ્ત્રી પુરુષો પણ દેશમાંથી ગયા પહેલાં નહોતાં પીતાં. આ પ્રશ્નનો જવાબ એ છે કે ત્યાંની પરિસ્થિતિ એવી છે અને તેમની આગળ આવેલાં પ્રલોભનો એવાં છે કે જેથી તેઓ પીવા ટેવાયાં. પરંતુ આમ ટેવાયેલા તે માણસો પણ તેનો બચાવ નથી કરતા. તેમને તેની શરમ આવે છે. જો તમે એ બાબત વાત કરો તો તમને તેઓ કહેશે કે અમે લાચાર છીએ, અમે મજૂર છીએ. આમ તમને અનેકવિધ જૂઠાણાં કહેશે અને તમને પટાવવા પ્રયત્ન કરશે; પણ વાત એ છે કે તેઓને એ ટેવની શરમ આવે છે. યુરોપમાં એવું છે કે જો તમે મને મળવા આવો અને હું દારૂ પીવામાં ન જોડાઉં તો તે મને અણછાજતું લેખાય. જ્યારે ઇંગ્લૅંડમાં હું ભણતો હતો ત્યારે હું મિત્રો જોડે દારૂ પીવામાં ન જોડાઉં તેથી મારી બહુ કફોડી દશા થતી. પરંતુ હિંદમાં એવું નથી. એટલે હું કહું છું કે કેળવણી પહેલી અને કાયદો પછી એમ તમે કહો છો તે ખોટું છે. કેળવણી દારૂની બદીને કદી નહિ પહોંચી વળી શકે. સંપૂર્ણ દારૂનિષેધ દેશમાં એટલા વાસ્તે નથી કે દારૂથી સરકારને મોટી આવક આવે છે. હિંદી પ્રધાનો પણ કહે છે, "અમે આ આવક જતી નહિ કરી શકીએ, પરંતુ તમારે તો (દારૂનિષેધક) કેળવણી આપતા રહેવું જોઈએ."

## દુષ્ટ દલીલ

આ આવકની બાબત પણ એક મોકાણ છે. પ્રધાનોને—અને એ બાબત તો બ્રહ્મદેશને પણ હિંદ જેટલી જ લાગુ પડે છે—આવી મૂંઝવણની સ્થિતિમાં નહોતા નાંખવા જોઈતા. તમે જાણો છો કે આબકારી ખાતું સરકારના હાથમાંથી લઇને પ્રધાન હસ્તક કરવામાં આવ્યું છે. એમ કદી નહોતું થવું જોઈતું. આબકારી આવકને

હિંદી સરકારની આવકનો જ ભાગ રાખવો જોઈતો હતો; જેથી સરકારને, ગમે ત્યારે એને જતી કરી, સંપૂર્ણ દારૂનિષેધ જાહેર કરવા છૂટી રહેત. અમેરિકા જેવડા વિશાળ દેશમાં જ્યાં મદ્યપાન સાધારણ ટેવ છે ત્યાં લોકો સંપૂર્ણ દારૂનિષેધનો કાયદો કરી શક્યા છે તો પછી હિંદમાં અને બ્રહ્મદેશમાં, જ્યાં પીવું શિષ્ટાચાર નથી, જ્યાં મોટા ભાગના લોક પીવા માગતા નથી, અને જ્યાં જો પૂછવામાં આવે તો કરોડો લોક સંપૂર્ણ દારૂનિષેધના પક્ષમાં કહો તેવી સહી આપે,—તેવા સ્થળમાં કાયદો કરવો કેટલું બધું વિશેષ સહેલું હોવું જોઇએ? ૨૫ કરોડ રૂપિયાની આબકારી આવક છે! આ એવી આવક નથી કે જે લઈને પોતાનું તંત્ર ચલાવવા માટે કોઈ પણ સરકારે ગર્વ ધારણ કરવો જોઈએ. એ આવકનો તો ભોગ જ આપવો ઘટે: અને જ્યાં સુધી તે આવતી હોય ત્યાં સુધી તેને બદીનો નાશ કરવા સિવાય બીજામાં વાપરવાનું હરામ ગણવું જોઈએ. પરંતુ આજે એ આપણાં બાળકોને કેળવણી આપવામાં ખરચાય છે. પરિણામે, આવશ્યક એવો આ મદ્યનિષેધક કાયદો કરવામાં મોટું વિઘ્ન નંખાયું છે. લોકોને એમ સમજાવવામાં આવે છે કે જો આ આવક બંધ થશે તો તમે તમારાં બાળકોને કેળવણી નહિ આપી શકો. જો આ પ્રમાણે બિનરોક ચાલ્યા કરે તો આખી પ્રજાનો નાશ થવા વારો આવે. જો બદી ફેલાતી ગઈ તો કાયદો કરવાનો વખત પણ વીતી જશે. અમેરિકામાં લોકમતને સંપૂર્ણ દારૂનિષેધ બાબત કેળવી શકયા તેનું કારણ ત્યાંની સર્વવ્યાપી કેળવણી છે. પરંતુ એની જેમ હિંદ જેવા દેશમાં જ્યાં આટલા બધા લોકો અભણ છે અને સાથે વહેમી છે, ત્યાં લોકમત તૈયાર કરવાનું ન બને. તેથી દારૂનિષેધનું કામ કરતાં તમને, અને ખાસ કરીને બહેનોને, હું વિનંતી કરું છું કે તમે હિંમતવાન થાઓ. મેં જે કહ્યું તેને તમે વેદવાક્ય ગણો એમ નથી કહેતો. તમે તમારી મેળે એ તપાસી જુઓ. અને તેમ કરતાં તમને લાગે કે મેં જે કહ્યું તે નિ:શંક વાત છે તો હું સૂચવું છું કે તમે

સંપૂર્ણ દારૂનિષેધ માટે પ્રબળ આંદોલન ચલાવવાનો તમારો પવિત્ર ધર્મ ગણો. કામ એટલા પૂરતું જ અઘરું છે કે દારૂની બદીથી ઊપજતા ડંકો રાજ કરનાર પ્રજા ભોગવે છે.

## સુધારકનો ધર્મ

જો રાજકર્તાઓ આગળ તમે આ પ્રશ્નની ચર્ચા કરશો તો તેઓ તમને અનેક જાતની આડી વાતો કરશે અને આવો કાયદો પસાર કરવામાં અનેકવિધ બાધાઓ બતાવશે. આ બાધાઓને તમે મુદ્દલ માનશો નહિ. કશી મુશ્કેલી છે જ નહિ, સિવાય કે સરકારી આવકમાં ખાડો પડવાની. જો તમને અને મને એમ ચોક્કસ લાગે કે આ બદીને તો ઉખેડી જ નાંખવી જોઈએ, અને તે સંપૂર્ણ દારૂનિષધનો કાયદો કર્યે જ ઉખેડી નાંખી શકાય છે તો પછી આવકની ખાધની મુશ્કેલીનો રસ્તો કાઢવાનું કામ સરકારનું છે. તે ખાધ કેમ કરીને પૂરવી એના માર્ગો એ તમને ન પૂછી શકે. એ તો કોના જેવું થાય કે એક ગુનેગાર માણસ તમારી પાસે આવે અને તમને કહે કે મને મારો ગુનો કાઢવામાં તમે મદદ કરો! છતાં પીઠાં પર પહેરાનો પ્રશ્ન રહે છે. જ્યારે એ દ્વારા વાતાવરણ જામ્યું હશે અને કાંઈક કરવાને સુયોગ્ય પ્રસંગ આવશે—અને એ આવી લાગે એવી હું પ્રાર્થના કર્યા કરું છું—જ્યારે દારૂ અફીણની દુકાન પર પહેરો ભરાતો હશે, ત્યારે હું તમારી મદદની આશા રાખીશ. તે વેળા તમારી પાસેથી હું આવાં વાકયો સાંભળવાની આશા નથી રાખતો કે, “એને અમે શી રીતે મદદ કરીએ? એ તો ચળવળિયો રહ્યો.”

હાલ પણ દારૂનિષેધની જોરદાર ચળવળ સુરત જીલ્લામાં ચાલે છે. અને તેનું ચાલવું એને આભારી છે કે ત્યાં બહાદુર ત્યાગી સ્વયંસેવકોની મંડળી છે, જેમાં સંસ્કારી કુટુંબોની બહેનો પણ છે.

જ્યારે અમને વિશ્વાસુ અને નિર્દોષ કાર્યકર્તાઓનું સંગઠિત મંડળ મળશે ત્યારે અમે આખા દેશમાં આ ચળવળ ચલાવીશું. તે વખત આવ્યે તમે આખા હિંદમાં પહેરા ગોઠવાયેલા જોશો. હું આશા રાખું છું કે ત્યારે તેની અસર બંગાળી ઉપસાગરની પાર બ્રહ્મદેશમાં પહોંચશે. તે વખતે, જો પસંદ પડે તો, બ્રહ્મદેશનાં સ્ત્રી પુરુષો પણ પીઠાં પર પહેરો ભરવા લાગે; અને, જે વિનાશમાંથી વખતસર જો ન ઊગરી જવાયું તો હિંદની જેમ અહીં પણ જે સામો આવીને ઊભો છે, તેમાંથી તેઓ એક ખાનદાન પ્રજાને બચાવે.”

(યંગ ઇંડિયામાંથી)
૧૮-૪-૧૯૨૯

# સિલોનનું ભાષણ

દારૂનો સમૂળગો નાશ કરવાની અણી ઉપર તમે લગભગ આવી પહોંચ્યા છો એ જાણી મને ઘણો આનંદ થયો. છે. રોગચાળાનાં ધામ, દારૂનાં પીઠાં, સદંતર બંધ કરાવવાનું તમારું પગલું સાચી દિશામાં છે. આ માટે અહીંના જ લોકોના નહિ, પણ આખી લંકાના અને ભારતવર્ષના તમને ધન્યવાદ ઘટે. વળી નજીકના ભવિષ્યમાં દારૂની સદંતર બંધી માટે પ્રયાસ કરવાના તમારા વચનથી મને બહુ ખુશાલી ઊપજી છે. પરંતુ મને માલૂમ પડયું છે કે તમારા એ કામમાં તમને ઘરની જ મુસીબતો છે. એક જણે મારા ઉપર એક પત્રિકા બીડી છે. દારૂની બંધી માટે લડત ચલાવી રહેલાઓની પ્રવૃત્તિને તોડી પાડવાનો તેનો ઇરાદો સ્પષ્ટ છે. હું કબૂલ કરું છું કે એ પત્રિકા કુશળતાથી લખાઈ છે. મને ખેદ થાય છે કે એને કેટલાક ધર્માચાર્યોનો ટેકો છે. મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે એનો લેખક ટોળ કરવાની મસ્તીમાં, જેમના વિચારોનો વિરોધ કરવાનું એણે આદર્યું છે, તેમની લાગણીઓ ઉપર આઘાત કરતાં અચકાયો નથી. જેની ઉપર કઢીભાતની સાદી ને સુંદર પિરસણી થાય છે, તેવી કેળની સુંદર પત્રાળીની પણ મજાક ઉડાવવાનું લેખક ચૂકતો નથી. તેને પૂરતો ન્યાય આપવાની મારી ઇચ્છા છતાં, દારૂબંધી જેવો ગંભીર વિષય, અને લેખક જો હિંદી હોય તો તેના દેશભાઈઓની ભલી ભોળી સાદાઈની તેણે કરેલી હલકી મશ્કરી, એ બે વચ્ચે હું કશો સંબંધ જોઈ શકયો નથી. પણ તમારી

મુશ્કેલીઓ ઘરની હોય કે બહારની હોય, તોયે મને આશા છે કે તમે દારૂનો સંપૂર્ણ બહિષ્કાર કરાવવા પાછળ લાગ્યા રહેશો.

પણ ટીકાકારોને સાંભળવામાં અને તેમની પાસેથી જાણવા જેવું જાણી લેવામાં હું માનતો આવ્યો છું. એટલે આ પત્રિકા ઉપરથી ઉદ્‌ભવેલી એકબે સૂચના કરવા ઇચ્છું છું. પહેલું તો બળજોરી કે જૂડાણાનો જરા જેટલો પણ પાસ ન હોવો જોઇએ. મારા નમ્ર મતે, કહી શકાય એવો એક પણ સુધારો જબરજસ્તીથી થઈ શકયો નથી. કારણ કે જબરજસ્તીથી ઉપર ઉપરની ફતેહ મળી શકે. તોપણ પરિણામે મૂળ અનિષ્ટને ટપી જાય એવાં નવાં અનિષ્ટો ઊભાં થાય છે. મારા કહેવાનો કોઈ અવળો અર્થ ન કરશો. કાયદાથી દારૂબંધી થાય એમાં હું કોઈપણ રીતે ફરજિયાતપણું નથી જોતો. તેમાં પણ જયારે લોકમત સાચેસાચ અને સ્પષ્ટ રીતે દારૂબંધીની તરફેણમાં હોય, ત્યારે કાયદાથી દારૂબંધી જાહેર કરવી અને તેનો પૂરેપૂરો અમલ કરાવવા પાછળ તનતોડ મહેનત લેવી એ લોકોની પવિત્ર ફરજ થઈ પડે છે.

લેખકે અસત્યના જે દાખલાઓ આપ્યા છે, તેમાં એક એ છે કે દારૂનિષેધની સભાઓમાં ભાગ લેનારાઓમાં એવા છે કે જે પોતે જ દારૂ પીતા હોય. દારૂબંધીની હિલચાલમાં ભાગ લેનારાઓમાં આવા દંભીઓની સંખ્યા જો મોટી હોય તો તો એ ચળવળનું આવી જ બન્યું સમજવું. હું ઉમેદ રાખું છું કે ન્યાયી, ઉમદા અને મનુષ્યને હિતકારી એવી પ્રવૃત્તિઓમાં તમે દંભીઓથી વેગળા રહેવાની પૂરતી કાળજી રાખશો.

મને લાગે છે કે મારે તમને એક બીજી ભલામણ કરવી જોઈએ: કાયદો કરાવીને પણ તમે નિરાંતે બેસશો નહિ, બેસી શકશો નહિ. પત્રિકાનો લેખક ઇશારો કરે છે કે અમેરિકામાં દારૂબંધીની ચળવળ નિષ્ફળ નીવડી છે. ખુદ અમેરિકનો પાસેથી મને વધુ

માહિતી મળી છે. અમેરિકા જેવા વિશાળ દેશમાં સમૂળગી દારૂબંધી આપણુને મુશ્કેલ બલ્કે તદ્દન અશકય લાગે, તોપણ તે અફળ ગઇ નથીઃ ધીરે ધીરે આગળ ધપે છે. અમેરિકાના સુધારકોને જે મુશ્કેલીઓની સામે થવું પડે છે તેની સરખામણીમાં તો તમારી મુશ્કેલીઓ કાંઈ વિસાતમાં નથી. આ બહાદુર સુધારકો પાસેથી તમે કાંઈક લેશો એવી હું આશા રાખું છું. વર્ષોના અખંડ અને અવિરત પ્રયત્ન પછી કાયદો કરાવી તેઓ જંપી ગયા નથી, પણ તેઓ સંગીન રચનાત્મક કાર્ય કરી રહ્યા છે. કારણકે જયારે માણસ દારૂની લતમાં પડી જાય છે, ત્યારે તેને તેમાંથી વાળવો એ ઘણું અઘરું થઈ પડે છે. અમેરિકનો આવી જાતના માણસો સાથે કામ લેવાની જુદી જુદી યુકિતઓ યોજી રહ્યા છે. દારૂડિયો દારૂની તલપથી પીડાય છે. તમારે તો, તમારા કોઈ પીડાતા ભાઈ કે બહેનની જેમ, એવાને તમારી ઓથમાં લેવાનાં છે; એમને રસ પડે તેટલા ખાતર પીઠાને સ્થાને તમારે ઉપાહારગૃહો અને નિર્દોષ આનંદનાં બધાં સાધનો આપવાં પડશે. આ સુધારા કરવા પૂરતાં તમારી પાસે સઘળાં સાધનો છે. તમને આમાં વિજય મળશે, તો હિંદુસ્તાનને એક ઉમદા દૃષ્ટાંત મળશે.

હવે છેલ્લી વાત. તમારા વિરોધી કામ કરનારાઓની સાથે તમે અધીરા કે ગુસ્સે થશો નહિ. હિંદ અને દુનિયાના બીજા ભાગોમાં જે સ્થિતિ પ્રવર્તે છે તે જાણનામાં હશે કે કેમ તેની મને ખબર નથી. પણ મને ખબર છે કે હિંદ, ઇંગ્લૅંડ અને અમેરિકામાં દારૂબંધીના વિરોધીઓના પક્ષમાં કુશળ પણ સિદ્ધાંત વિનાના લેખકો છે, એટલું જ નહિ પણ કલાલોનો પૈસો છે. પરંતુ જો તમે સત્ય અને અહિંસાના માર્ગે રહેશો તો પૈસાની મદદ મેળવી રહેલા આ કળાબાજ લેખકોના હાથ હેઠા પાડશે.

(ન. જી. ૧૧-૧૨-૧૯૨૯)

# હિંદ મદ્યબહિષ્કાર માગે છે ?

પંજાબના નાણાંખાતાના કમિશનર મિ. કિંગે એક ભાષણ કર્યું હતું તેમાં તે બોલ્યા હતા કે પંજાબમાં એક વર્ષ ઉપર સ્થાનિક મદ્યબહિષ્કાર કરવાનો કાયદો પસાર થયો હતો તે તદ્દન નિષ્ફળ નીવડયો છે. હિંદુસ્તાનમાં સંપૂર્ણ મદ્યબહિષ્કાર કરવાની હિલચાલના વિરોધીઓને આ ભાષણ પોતાના વિરોધ માટે બહુ મદદ કરનારું થઈ પડયું લાગે છે. મિ. કિંગે પોતાના વચનના પુરાવામાં નીચેની હકીકત ટાંકી હતી:

૨૦૦ મ્યુનિસિપાલિટી અને ડિસ્ટ્રિક્ટ બોર્ડમાંથી માત્ર ૧૯ તરફથી જ સદરહુ કાયદા પ્રમાણે દારૂનિષેધ દાખલ કરવાની સત્તાની માગણી થઈ છે. એ ૧૯ માંથી માત્ર ૬ સંસ્થાઓએ અમલી પગલાં ભર્યાં છે. અને એ ૬ સંસ્થાઓએ પણ લોકમત લીધો ત્યારે કશું જ પરિણામ જોવામાં ન આવ્યું. દાખલા તરીકે રાવળપિંડીમાં ૭,૦૦૦ મતદારોમાંથી માત્ર છએ પોતાના મત નોંધાવ્યા. લુધિયાણામાં ૧૨,૫૦૦ મતદારોમાંથી પહેલી મતનોંધણી વખતે એક પણ હાજર નહોતો. બીજી તારીખ ઠરાવવામાં આવી ત્યારે ચાર જણ હાજર હતા. બાકીની ચાર સંસ્થામાંથી માત્ર તોહાના નામના એક નાનકડા કસબામાં ૧૦૫૨ મતદારોમાંથી ૮૦૨ સંપૂર્ણ મદ્યબહિષ્કાર માટે મત આપી આવ્યા હતા.

આ હકીકત ઉપરથી મિ. કિંગે અનુમાન કાઢયું—અને હિંદ અને હિંદની સ્થિતિથી તે અપરિચિત હોત તો તેમ કરવાનો

તેને અધિકાર હોત—કે પંજાબમાં મદ્યબહિષ્કારની કોઇને પડી નથી. દુર્ભાગ્યે હિંદની સ્થિતિ એવી છે કે સમાજને જે જે વસ્તુની આવશ્યકતા હોય તે તે વસ્તુ માટે પણ લોકો બેપરવા છે. મદ્યબહિષ્કાર માટે લોકમત લેવાની રીત તેમને માટે નવી છે. સંભવ છે કે સંપૂર્ણ મદ્યબહિષ્કાર માટે લોકોનો મત લેવામાં આવે છે એવી ખબર પણ મતદારોને ન હોય. હિંદને વિષે કાંઈ પણ ખબર જેને હોય એવો દરેક માણસ જાણે છે કે હિંદની વસ્તીનો ઘણો મોટો ભાગ દારૂ પીનાર નથી, અને ઇસ્લામ અને હિંદુધર્મમાં દારૂ પીવાની મનાઈ છે. એટલે મિ. કિંગને પણ એટલી વાતની ખબર હોવી જોઈએ. એટલે મદ્યનિષેધના કાયદાની જે કહેવાતી નિષ્ફળતાનો મિ. કિંગે ઉલ્લેખ કર્યો છે તેમાંથી એટલું જ અનુમાન કાઢી શકાય કે પંજાબીઓ એકંદર રીતે મદ્યત્યાગી હોઇને જેઓ એ પાપને લીધે ખુવાર થઈ રહ્યા છે તેવાને માટે તેમને કશી પડી નથી; નહિ કે પંજાબ સંપૂર્ણ મદ્યબહિષ્કારની વિરુદ્ધ છે. મિ. કિંગ એટલું અનુમાન પણ કાઢી શકે છે કે મ્યુનિસિપલ કમિશનરોએ અને લોકલ બોર્ડોના સભ્યોએ સમાજને આ મહા અગત્યની બાબતમાં મતદારો પ્રત્યેની તેમની ફરજ વિષે અક્ષમ્ય બેપરવાઈ બતાવી છે. પણ ઉપર જણાવેલી હકીકત ઉપરથી એવું અનુમાન કરવું કે પંજાબ પ્રાંત મદ્યબહિષ્કારની વિરુદ્ધ છે એ તો અજાણ્યાની અથવા અજ્ઞાન લોકોની આંખમાં ધૂળ નાંખવા જેવું છે. પણ એવી તો સરકારી અમલદારોને ટેવ પડી ગઈ છે. કોઈ પણ વસ્તુનો નિષ્પક્ષ રીતે અથવા લોકોની દૃષ્ટિએ વિચાર કરવાને બદલે તેઓ સરકારના પક્ષના અથવા સરકાર જે રીતનો કોઈપણ ભોગે બચાવ કરવા ઇચ્છતી હોય તે રીતના વકીલ બની બેસે છે. હિંદુઓ ગાય અને બળદના વધની વિરુદ્ધ છે એ સૌ જાણે છે. ધારો કે એ વિષે, પંજાબમાં મદ્યબહિષ્કાર માટે જેવી રીતે લોકમત લેવામાં આવ્યો તેવી રીતે, લોકમત લેવામાં આવે, અને લાખો

હિંદીઓ પોતાનો મત નોંધાવતાં ચૂકે તો શું તેથી હિંદની સ્થિતિ જાણનાર કોઈપણ માણસ ઘડીભર એવું અનુમાન કાઢશે ખરો કે હિંદુઓ પવિત્ર ગાયના વધને માટે કતલખાનાં માગે છે? હકીકત એ છે કે લોકોમાં હજી એ ભાન પેદા નથી થયું કે જેથી સમાજના ઉપર થતા અન્યાયોની સામે તે ખળભળી ઊઠે. એ હકીકત ખેદજનક છે એ વાત સાચી, પણ એમાં ધીમે ધીમે સુધારો થઈ રહ્યો છે. છતાં જે સંજોગો ધ્યાનમાં લેવામાં આવે તો પ્રસ્તુત હકીકતમાંથી જે અનુમાન કાઢી શકાય તે સંજોગોને દાબી રાખી પ્રસ્તુત હકીકતમાંથી અયોગ્ય અનુમાન કાઢવું એ કુટિલતા છે. ‘ મૅનચેસ્ટર ગાર્ડિયને ’ આ જ વસ્તુ મોળી રીતે મૂકતાં એમ કહ્યું છે કે અમેરિકા અથવા ઇંગ્લૅન્ડ કરતાં હિંદમાં મદ્યબહિષ્કારની વિરુદ્ધ સરકારનો પક્ષ બહુ નબળો છે, કારણ અમેરિકા ઇંગ્લૅન્ડમાં તો પ્રતિષ્ઠિત લોકો થોડો દારૂ પીવામાં કશું પાપ કે હાનિ માનતા નથી.

(ન. જી. ૧૧-૪-૧૯૨૬)

# દારૂબંધી ન જોઈએ ?

એક અંગ્રેજ મિત્ર જેઓ હિંદુસ્તાન માટે દારૂબંધી કરાવવાનું કામ ઉપાડવા આતુર છે તે લખે છેઃ

"મને ખબર છે કે અહીં દરેક જણ મને કહેશે કે દારૂ-બંધીને માટે હિંદીઓએ પોતે જ કશી ધગશ બતાવી નથી. અને જ્યારે તેઓએ એને સારુ કશી હિલચાલ ઉપાડી નથી, ત્યારે આપણે એ બાબતમાં કાંઈ પગલાં લેવાં એ નાહક દખલ કર્યા જેવું છે. વળી બધી ધારાસભાઓમાંથી માત્ર એકએ જ દારૂ-બંધીની તરફેણમાં પોતાનો મત જાહેર કર્યો છે. લોકો મને ક્યારના આમ કહેવા લાગ્યા છે. હું હંમેશાં એમને અસહકારની હિલચાલની વાત કરું છું, અને એમાં સ્વયંસેવકો દારૂના પીઠા પર પહેરો ભરતા એની વાત કરું છું. પણ તેઓ તો કહે છે કે એ તો બધી પાંચ વરસ પહેલાંની વાત, અને ત્યારપછી હમણાં હમણાં તો હિંદીઓએ એ બાબતમાં કશો ભારે ઉત્સાહ બતાવ્યો નથી. આનો મારે શો જવાબ આપવો ?"

જે કોયડાનો ઉકેલ આ મિત્ર માગે છે તે નવો નથી. હિંદુસ્તાનમાં દારૂબંધીની હિલચાલનો ઇતિહાસ જે માણસ નથી જાણતો તેને આ સવાલ ઊઠવાનો. અને એક પરદેશી આપણી વચ્ચે આવ્યો હોય તે તો જરૂર પોતાના મનને પૂછે કે 'જો હિંદુસ્તાનને દારૂની જડ કાઢવી હોય તો બીજી ઘણી વસ્તુઓને માટે ચળવળ

કરે છે તેમ આને સારુ કેમ નથી કરતું?' આપણે જોઈએ છીએ કે લોકોના હાથ જ્યારે હેઠા પડે છે, જ્યારે પોતે તદ્દન નિરાધાર છે એમ ભાસે છે, ત્યારે તેઓ ચળવળ કરવાનું મૂકી દે છે. દારૂ-બંધીની હિમાયત કરનારાં મંડળો મારફતે ઠરાવો કરવા અને કોક-વાર ધારાસભાને અરજીઓ કરવી એથી વધારે ચળવળ કરતાં આપણને રોકનાર કોઈ વસ્તુ હોય તો તે આપણી નાદારી છે. આપણા કલ્યાણને માટે સર્વોપરિ મહત્ત્વની એવી બાબતોમાં આપણી વધતી જતી અસહાયતાના ભાનમાંથી તો સ્વરાજનો પોકાર ઉત્પન્ન થયો છે. લશ્કરી ખર્ચની વાત લો. સૌ સ્વીકારે છે કે એ ખર્ચનો મોટો ભાગ તો ભૂખે મરતાં કરોડોની પાસેથી ઉઘરાવેલા પૈસાનો અક્ષમ્ય દુર્વ્યય જ છે. એ લશ્કરી ખર્ચમાં ઘટાડો કરવાની ચળવળને બદલે આપણે સ્વરાજને સારુ ચળવળ કરીએ છીએ, અને એની અંદર દલીલ એ રહેલી છે કે સ્વરાજ વિના કશું બનવું અસંભવિત છે. અને કોણ કહી શકશે કે આ દલીલમાં ઘણું સત્ય નથી? ૧૯૨૦ માં જ્યારે આપણને લાગ્યું કે સ્વરાજ આપણા હાથમાં આવી રહ્યું છે ત્યારે આપણે કાયદો આપણા હાથમાં લીધો, આપણે સફળતાથી દારૂના પીઠા પર પહેરા કર્યા. અને દારૂની ઊપજમાં એકદમ ઘટાડો થયો એ જોઈને સરકાર ડરી ગઈ, દારૂ વેચનારા કલાલો થથરવા લાગ્યા, અને ક્ષણભર તો લાગ્યું કે દારૂની બદી જાણે નિર્મૂળ થઈ ગઈ છે. દુર્ભાગ્યે અહિંસાવાદી પક્ષે લોકો પર પૂરતો કાબૂ નહોતો મેળવ્યો. ખુનામરકી ફાટી નીકળી. એમ માલૂમ પડયું કે મારફાડનો આશ્રય લીધા વિના કે એની ધમકી આપ્યા વિના પીઠાંનો ઘેરો ઘાલવાની સૂચનાઓનો અમલ પહેરો ભરનારાઓએ બધે ઠેકાણે નહોતો કર્યો. તેથી પહેરાનું કામ મુલતવી રાખવું પડયું.

પણ ૧૯૨૦–૨૧ નો ઇતિહાસ અચૂક રીતે બતાવી આપે છે કે જો હિંદુસ્તાન પાસે સત્તા હોય તો તે શું કરે, અને જ્યારે

પોતાની પાસે સત્તા છે એમ તેને લાગ્યું ત્યારે તેણે શું કર્યું. વળી એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે હિંદુસ્તાનના કરોડો લોકો તો ધર્મે અને સ્વભાવે કરીને દારૂની આભડછેટ માનનારા છે. તેથી દારૂનો આ હાનિકારક વેપાર ચાલુ રાખવામાં કરોડોને કશો સ્વાર્થ ન જ હોય. તેથી જો સદંતર દારૂબંધીની તરફેણમાં હિંદમાં કંઈ જ ચળવળ નથી એમ કહી શકાય તો એનું કારણ એ નથી કે લોકોને દારૂબંધી જોઈતી નથી, પણ લોકોને પોતાની લાચારીનું ભાન છે, અને તેઓ ચોક્કસ જાણે છે કે દારૂબંધી એ સ્વરાજની લડતનું એક મુખ્ય અંગ છે.

હિંદુસ્તાનમાં સંપૂર્ણ દારૂબંધીને માટે હિલચાલ નથી એ કારણ આગળ કરીને કોઈ પણ અંગ્રેજને દારૂની ઊપજનો બચાવ કરવો પડે એ વસ્તુ જ સ્વરાજની લડતને ભારેમાં ભારે ટેકો છે. કારણ કે એ દલીલ બતાવી આપે છે કે જ્યાં લોકો એવો મત પ્રામાણિકપણે ધરાવે છે ત્યાં હિંદુસ્તાનની સ્થિતિ વિષે ઘોર અજ્ઞાન પ્રવર્તે છે. મૅલેરિયા અને બીજા અનેક રોગો નાબૂદ કરવા માટે કંઈ પણ પગલાં ન ભરવાનું કારણ છે? જે બદી જગજાહેર થઈ છે તેને દૂર કરવાનાં તાત્કાળિક પગલાં લેવાને ચળવળની જરૂર જ ન હોવી જોઈએ. મૅલેરિયા અને એવી વસ્તુઓ કરતાં દારૂ, અફીણ જેવા માદક પદાર્થોની બદી ઘણી રીતે અનંતગણી ખરાબ છે. કારણ, મૅલેરિયા તો માત્ર શરીરને હાનિ કરે છે, જ્યારે આ માદક પદાર્થો શરીર અને આત્મા બંનેની પાયમાલી કરે છે. દારૂની ઊપજ, લશ્કરી ખર્ચ, અને કાપડ દ્વારા લૅંકેશાયરે ચલાવેલી હિંદુસ્તાનની લૂંટ, એ ત્રણ રીતે બ્રિટિશ રાજ્યે હિંદુસ્તાનને પાયમાલ કર્યું છે. જ્યારે અંગ્રેજો જોશે કે હિંદના ગરીબ મજૂરોના દારૂના વ્યસન પર વેપાર ચલાવવો એ પાપ છે; જ્યારે તેઓ જોશે કે જ્યાં હિંદનાં ભૂખે મરતાં કરોડો નવરાશના વખતમાં પોતાનું જરૂર જોગું કાપડ

સહેલાઈથી પેદા કરી શકે એમ છે ત્યાં વિલાયતનું અને બીજું પરદેશી કાપડ હિંદને માથે મારવું એ પાપ છે; જ્યારે તેઓને ભાન થશે કે હિંદની સરહદનું રક્ષણ કરવાનું બહાનું બતાવીને, પણ ખરું જોતાં હિંદની પ્રજાને તેની મરજી વિરુદ્ધ ગુલામીમાં જકડી રાખવાને ખાતર, એને માથે ભયંકર લશ્કરી ભાર લાદવો એ પાપ છે; જ્યારે આટલું થશે ત્યારે અંગ્રેજોના હૃદયમાં પલટો થયો છે એમ પૂરેપૂરું દેખાઈ આવશે, અને સંપૂર્ણ સમાનતાના ધોરણે સહકાર કરવો ખરેખર શક્ય થઈ જશે.

તેથી હિંદુસ્તાનને તો એક જ ચળવળ ચલાવવાની હોઈ શકે. અને તે ચળવળ એટલે જે રાજતંત્રને લીધે આવા અન્યાયો થઈ શકે છે તે તંત્રને મિટાવવાની ચળવળ; બીજા શબ્દોમાં કહીએ તો સ્વરાજની ચળવળ, જે આ અન્યાયો દૂર કરાવવાની ચળવળ છે. અને મારા મત પ્રમાણે આ અન્યાયોનું નિવારણ એ જ અંગ્રેજોની સાચી દાનતની ખરી કસોટી છે.

( ન. જી. ૬-૩-૧૯૨૭ )

# દારૂનિષેધની પ્રવૃત્તિ

મહાસભાના સમયથી શ્રી. રાજગોપાલાચાર્યે દારૂનિષેધનો પ્રશ્ન ઉપાડયો છે. આ એક જ પ્રશ્ન દેશના અનેક ભાગલાઓને સાંધી શકે એવો છે એમ જણાવીને તેઓ પોતાના પ્રાંતમાં બધે ફરી વળ્યા છે. સ્વરાજ્યપક્ષવાળાઓ જેઓ તેમનો વિરોધ કરતા હતા તેમને તેઓ મળ્યા, તેમની સાથે ખૂબ ચર્ચા કરી, અને તેમની પાસેથી પોતાના ધારાસભાના નિવેદનમાં સંપૂર્ણ દારૂનિષેધ દાખલ કરવાનું તેમણે સ્વીકારાવ્યું છે. દરેક મહાસભાવાદી સંપૂર્ણ દારૂનિષેધ કરાવવાની પ્રતિજ્ઞા લઇને ધારાસભામાં દાખલ થશે. આ શુભ નિશ્ચયને માટે તેઓને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો.

શ્રી. રાજગોપાલાચાર્યે આ ઉપરાંત આ જ વિષય ઉપર લખવાનો અને બોલવાનો ધંધો લીધો છે. હમણાંના એક લેખમાં તેમણે કેટલાંક વચનો સરકારી અમલદારો અને સરકારી માણસોનાં એવાં ટાંકયાં છે કે જેનો સરકાર પાસે કશો જવાબ નથી. વડી સરકારના નાણાશાસ્ત્રીના ઉપોદ્‌ઘાતવાળું, મુંબઇ યુનિવર્સિટીના એક અધ્યાપકે લખેલું એક પુસ્તક લઇ તેમાંથી તેમણે આ ઉદ્‌ગારો ટાંકયા છે:

"હિંદુઓ અને મુસલમાનો બંનેને તેમના ધર્મ પ્રમાણે દારૂની સખત મનાઈ છે. વળી દેશની હવા પણ એવી છે કે દારૂ પીનારા માણસના શરીરનો બાંધો તૂટી જાય છે. પણ તેમનાં ધર્મનાં બંધનને અને હવાની મર્યાદાને, તેઓ એક તરફ પાશ્ચાત્ય અસરથી, અને બીજી

તરફ બ્રિટિશ અમલમાં મળતી વધતી જતી સગવડોને લીધે, ભૂલી ગયા છે. ”

સર રેપર લેથબ્રિજનો એક ઉતારો આ ટાંકયો છે:

“ દારૂના વેચાણનો સદંતર નિષેધ કરવાનું અંતિમ પગલું ભરવામાં આવે તો હિંદુસ્તાનના લોકો તેની સામે નહિ થાય, ઊલટું તેને અતિશય વધાવી લેશે. મારા ધારવા પ્રમાણે હિંદની સ્થિતિમાં એ વસ્તુ ખાસ ધ્યાનમાં લેવા જેવી છે, અને એ બાબતમાં ઇંગ્લૅંડથી એ દેશ તદ્દન વિરુદ્ધ છે. ”

હવે દારૂમાં લોકોના કેટલા રૂપિયા તણાઇ જાય છે તે જોઈએ. મદ્રાસના એક પાદરીએ એ સરસ રીતે બતાવ્યું છે. તે કહે છે કે હિંદુસ્તાન જેવા સર્વથા નિર્ધન દેશમાં તો આ સત્યાનાશનું જ સાધન છે. ૨૦ કરોડ રૂપિયાનું મહેસૂલ સરકારને દારૂમાંથી મળે છે તેની ઉપરથી લોકો દારૂમાં કેટલા ખર્ચે છે તેના તેમણે આંકડા કાઢયા છે. કેટલાક કહે છે કે એ રકમથી પાંચગણો ખર્ચ લોકોને થાય છે, કેટલાક ત્રણગણો કહે છે. પણ મિ. ફર્ગ્યુસન ચારગણો ગણીને કહે છે કે ૮૦ કરોડ રૂપિયા ગણીએ તો કાંઈ ખોટું ન કહેવાય. આમાંનો પોણો ભાગ ગરીબ લોકો ખર્ચે છે એમ સ્વીકારીએ તો ૬૦ કરોડ રૂપિયા ગરીબ લોકોના દારૂમાં ફના થાય છે એમ સિદ્ધ થાય છે.

૨૦ કરોડનું મહેસૂલ કેમ બંધ કરી શકાય એમ સરકારપક્ષના માણસો પૂછે છે. તેમને શ્રી રાજગોપાલાચાર્ય પૂછે છે:

“ ગરીબના કરોડો રૂપિયા દારૂમાં ફના થતા અટકાવવાથી દેશના મહેસૂલને નુકસાન થશે એમ કહેવું એ શ્રદ્ધાનું દેવાળું સૂચવે છે. દરવર્ષે ગરીબનાં ઘરમાં કરોડો રૂપિયા બચશે, અને એથી દેશની આબાદી વધશે તે કેમ ભૂલી જવામાં આવે છે ? ”

(ન. જી. ૭–૨–૧૯૨૬) (મ. હ. દે.)

## દારૂનિષેધ અને અહિંસા

[ મિ. પેનિંગ્ટન એક નેવુ વર્ષના વયોવૃદ્ધ અંગ્રેજ સજ્જન છે. એટલી ઉંમરે પહોંચ્યા છતાં હિન્દુસ્તાનના રાજદ્વારી પ્રશ્નોમાં તે સારો રસ લે છે. ગાંધીજી ઉપર તો વખતોવખત તેમના કાગળો આવ્યાંજ કરે છે. તેમાંના એક કાગળનો અને તેના ગાંધીજીના જવાબનો અનુવાદ નીચે આપ્યો છે. ]

તંત્રી, 'યંગ ઇંડિયા.'

તમે શું નથી કબૂલ કરતા કે ૪ એપ્રિલના 'યંગ ઇંડિયા'માં પૃષ્ઠ ૧૧૨ ઉપર આપેલી શ્રી. રાજગોપાલાચાર્યની દારૂનિષેધની યોજના મિ. ગાંધીના અહિંસાના સિદ્ધાંતની વિરુદ્ધ છે? દારૂનિષેધના મૂળમાં દંડ તો રહેલો હોય જ છે, અને બળાત્કાર—મદ્યપાનની વાતને તો એક બાજુએ મૂકીએ—કોઇ પણ સામાજિક વ્યાધિનો ઇલાજ હોઈ જ નહિ શકે. ખાસ કરીને અહિંસાના સિદ્ધાંતના અનુયાયીઓ તો આ યોજનાને ટેકો કેમ આપી શકે? 'અહિંસાત્મક દારૂનિષેધ' એ એક પરસ્પર વિરોધી વસ્તુ છે. દાખલા તરીકે ફોજદારી કાયદામાં એક એવી કલમ ઉમેરવામાં આવે કે કોઈ પોતાને ઘેર બેસીને પણ તાડી (કે 'બિયર') નો એક પ્યાલો પીએ તો તેનો દંડ કરવામાં આવે અથવા કેદમાં પૂરવામાં આવે તો એ કેવો ગજબ કહેવાય? હું પણ મદ્યપાનને પરિમિત કરવાના પક્ષમાં છું, પણ બળાત્કારનો કટ્ટો વિરોધી છું. અને મર્યાદામાં રહી દારૂ પીનારનો હક ઝૂંટવી લેવો એ મને તો હડહડતી નાદીરશાહી જ લાગે છે.

**જે. બી. પેનિંગ્ટન.**

હું એ માનવાને મુદ્દલ તૈયાર નથી કે દારૂનિષેધ એ હંમેશ બળાત્કાર છે. મારાં મોટાં છોકરાંને ભૂલ કરતાં અટકાવવાનો

હું મારો ધર્મ માનું છું. પણ તે મારી વાત ન માને તો હું તેમને શિક્ષા કરતો નથી, પણ પોતે ઉપવાસ કરીને અથવા બીજી કોઈ રીતે દુઃખ સહન કરી લઉં છું. અને તેથી જોઈતું પરિણામ ઘણીવાર મેં મેળવ્યું છે. આમાં મિ. પેનિંગ્ટનની વ્યાખ્યા પ્રમાણે હું હિંસા નથી કરતો, કારણ કે હું પ્રેમબળથી કામ લઉં છું, પશુબળથી નહિ. હું કબૂલ કરું છું કે જે જાતના દારૂનિષેધને માટે આજે શ્રી. રાજગોપાલાચાર્ય પ્રયત્ન કરી રહ્યા છે તેમાં દંડ છે. એટલે જોકે હેતુ પારમાર્થિક છે છતાં સાધન દોષરહિત નથી. છતાં તેને હું ટેકો આપું છું. હું શું કરું? મારે કબૂલ કરવું પડે છે કે મારી અહિંસા હજી બહુ અધૂરી છે; તેમાં કેટલીકવાર વિરોધાભાસ પણ આવી જાય છે. એમ છતાં સર્વાંશે એ અહિંસા જ છે. મિ. પેનિંગ્ટન એના સૌન્દર્યને ન સમજી શકે એ જુદી વાત છે. આજે આપણે હિન્દુસ્તાનમાં ભૂખથી વ્યાકુલ સ્ત્રીપુરુષોને નાની નાની ચોરીઓ કરતાં જોઈએ છીએ. તેને માટે તેમને સજા કરવામાં આવે છે. અહિંસાશાસ્ત્ર ઉપર મારો પૂરો કાબૂ ન હોવાથી અને મારી અપૂર્ણતાને વશ થઈને આજે પરિમિત રીતે દંડનીતિને હું સહન કરું છું. અને જ્યાં લગી આમ હું કરું ત્યાં લગી આત્માને હણનારા દારૂને તૈયાર કરનારાઓ, અને વારંવાર ચેતવણી મળ્યા છતાં એને પીનાર લોકો સારુ દંડના ન્યાયને હું અવશ્ય ટેકો આપું છું. ઊંડા પાણીના પ્રવાહમાં પડવા જતાં મારાં છોકરાંને હાથ ઝાલીને પણ હું બચાવું. દારૂના પંજામાં પડવું એ ધગધગતા અગ્નિકુંડ કે પૂરમાં આવેલી નદીના પ્રવાહમાં પડવાથી પણ વધારે ભયંકર છે. કારણ કે તેમાં માત્ર પંચમહાભૂતથી બનેલ શરીરનો જ ધ્વંસ થાય છે ત્યારે આમાં તો અમર આત્માનું હનન થાય છે. પણ એવા યુગની હું આરાધના જરૂર કરું છું જ્યારે આપણે આવાં કામો પણ પ્રેમથી લઇ શકીશું.

(ન. જી. ૧૫-૯-૧૯૨૯)

## અમેરિકાનો અનુભવ

"હવે લોકોએ પોતાનું ધ્યાન દારૂ પહોંચાડવાનું કામ કરનારી સંસ્થા તરફ વાળ્યું. તેમણે જોઈ લીધું કે જ્યાં સુધી વસ્તીમાં દારૂનું પીઠું પડેલું છે ત્યાં સુધી જેમને બદીમાંથી ઉગાર્યા છે એવા પ્રતિજ્ઞાબદ્ધ લોકો તો પાછા સપડાય છે, પરંતુ બીજા લોકો–જુવાનિયાઓ–તેમાં નવેસર સપડાય છે. આવા ધંધાના પાપીપણા ઉપર હવે વધારે ભાર દેવામાં આવ્યો. પ્રથમ તો નીતિધર્મની વિનવણી કરીને કલાલોને દારૂ વેચવાનું બંધ કરવા સમજાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો. તેથી સારી સંખ્યાએ તે બંધ કર્યું. પણ સામાન્ય રીતે એવું બનતું કે તેમની જગાએ તેમના કરતાં ઓછા સમજુ લોકો આવીને ધંધો માંડતા. એટલે પછી તેમના આ ઘાતક ધંધાને રક્ષણ આપી રહેલા ઇજારાના કાયદા તરફ ધ્યાન અપાયું. આવું રક્ષણ આપનારા આ કાયદાને અનીતિમય ઠરાવવામાં આવ્યા, એથી ઘણા દાખલાઓમાં ઇજારો પાછો લઈ લેવાયો. આખરી ઇલાજ એ હતો કે લોકોએ આ અધર્મી ધંધો બંધ કરાવવા મધ્યસ્થ સરકારને આહ્વાન કરવું—સંપૂર્ણ દારૂનિષેધનો કાયદો કરાવવો."

(ડૉ. કૉલ્વિનના "પ્રોહિબિશન ઇન ધી યુનાઈટેડ સ્ટેટસ"માંથી)

# ખંડ ૩

## આત્મશુદ્ધિ

सुरामेरयमज्जपमादट्ठाना वेरमणी सिक्खापदं समादियामि।

( સુરા, મૈરેય, મદ્ય ઇત્યાદિ માદક પદાર્થોના સેવનથી
વિરમવાની હું પ્રતિજ્ઞા લઉં છું. )

( ભગવાન બુદ્ધનાં દશ શિક્ષાપદમાંનું એક

चित्ते भ्रांतिर्जायते मद्यपानात्
भ्रांते चित्ते पापचर्यामुपैति ।
पापं कृत्वा दुर्गतिं यांति मूढा-
स्तस्मान्मद्यं नैव पेयं न पेयम् ॥

(મદ્યપાનથી ચિત્તભ્રાંતિ થાય છે; ચિત્તભ્રાંતિ થવાથી મનુષ્ય પાપાચરણ કરે છે; પાપ કરીને તે મૂઢ દુર્ગતિને પામે છે. માટે મદ્ય ન પીવું જોઈએ, ન પીવું જોઈએ.)

(જીનધર્મવિવેક)

# અસહકાર એટલે આત્મશુદ્ધિ

કૉંગ્રેસના ઠરાવમાં અસહકારને આત્મશુદ્ધિ અને યજ્ઞની રીતિ માન્યાં છે. જો અસહકારનો એ અર્થ ન હોય તો અસહકાર એ પાપ જ ગણાય. પુણ્ય પાપ વચ્ચે મેળ ન હોય, અંધારા અજવાળાને મેળ ન હોય, તે જ રીતે પ્રજાના હિતની વિરોધી સરકાર સાથે પ્રજાને પણ મેળ ન હોય. અસહકારથી આપણે સિદ્ધ કરીએ છીએ કે દુષ્ટમાં દુષ્ટ રાજ્યનીતિ પણ જો પ્રજા તેને સહન ન કરે, તેમાં પોતાનો હિસ્સો ન આપે, તો ટકી ન શકે.

આપણે લલચાઈએ છીએ તેથી પરદેશી કાપડ હિંદુસ્તાનમાં ખપી શકે છે; આપણે લોભાઈએ છીએ તેથી ખિતાબની લાંચથી સરકાર પોતાનો કાબૂ જમાવે છે; આપણે તેની ડિગ્રીઓના મોહમાં પડીએ છીએ તેથી સરકાર આપણી કેળવણીનો કબજો કરી આપણને સૂચવે છે કે આપણામાં કેળવણી પૂરતી યે સ્વતંત્રતા લેવાની શક્તિ નથી. આપણે અત્યાચારી અમલદારોના હુકમોને તાબે રહીએ છીએ તેથી પંજાબમાં હજુ તેવા અમલદારો સત્તા ચલાવી રહ્યા છે; આપણે દારૂ પીએ છીએ તેથી જ સરકાર કરોડોની ઊપજ દારૂમાંથી કરી શકે છે; આપણે લડીએ છીએ તેથી જ સરકારની અદાલતો ચાલે છે. એટલે કે સરકારનાં પાપોમાં આપણો હિસ્સો કંઈ ઓછો નથી. જે વેળા લોકમત શુદ્ધ થશે ને પ્રજા પાપમુક્ત થવા નિશ્ચય કરી લેશે તેજ દહાડે સરકારના માથાનો તાજ ઊતરી પડશે. તેને આપણે જ ટકાવી રહ્યા છીએ. કંઈ એક લાખ ઈંગ્રેજ પોતાના બળે ત્રીસ કોટિ ઉપર રાજ્ય નથી કરતા. એક લાખને આપણે અનેક લાખો

જાણ્યેઅજાણ્યે પૂરેપૂરી મદદ કરી રહ્યા છીએ ને બીજા કરોડો આપણે તે સ્થિતિને સાંખી રહ્યા છીએ.

સરકાર એટલે જેઓ રાજ્યતંત્ર ચલાવી રહ્યા છે અને જેમાં આપણે મદદ કરી રહ્યા છીએ તે. આપણે જ્યારે આપણી મદદ ખેંચી લઇશું ત્યારે સરકારનો પત્તો સરખો યે નહિ લાગે. સરકારને આપણે પાપી માની છે, રાક્ષસી માની છે. આપણે પાપમુક્ત થઈએ તો સરકાર સૂકાં પાંદડાંની જેમ ખરી પડે, અગર તો પશ્ચાત્તાપ કરી પુણ્યવાન થાય.

ત્યારે આપણે કયાં પાપથી સરકારને નિભાવી રહ્યા છીએ ? નિશાળોનું, અદાલતોનું, ખિતાબોનું, ધારાસભાનું તો આપણે જોયું. ખરું જોતાં એ ચીજો પોતે પાપ નથી, એ તો પાપની નિશાનીઓ છે. સરકાર પુણ્યવાન હોય તો આપણે તેને હાથે ભણીએ, ઇનસાફ લઈએ, માન લઈએ. આ છોડતાં આપણી પાપી આદતો આપણને છોડવી જ પડે છે. એટલે ખરી વાત પાપી આદતોને છોડવાની છે. પ્રજા દારૂ પીએ, જુગાર રમે, ચોરી કરે, વ્યભિચાર કરે, દ્વેષ કરે તો અસહકાર ન ચાલે. કેમકે એ બૂરી આદતોનો લાભ લઇને સરકાર રાજ્ય ભોગવે છે.

દારૂની આદત કંઈ ઓછી ભયંકર નથી. એ આદત આપણે છોડીએ તો કરોડો રૂપિયા પ્રજાના ઘરમાં રહી જાય ને ઘણા અત્યાચારો મટે. હું માનું છું કે અંગ્રેજી રાજ્યનીતિમાં જે ઘાતકીપણું છે તે જો તેઓ દારૂ ન પીતા હોય તો ન જ હોય. દારૂ પીધા વિના માણસ કેવળ ભાન ભૂલી શકતો જ નથી. ગમે તેટલો ઓછો દારૂ પીધો હોય છતાં તેની ખુમારી ચડયા વિના ન જ રહે; તેથી બુદ્ધિ થોડી ઘણી ડોળી થાય જ. માણસનો અંતરાત્મા તે વેળા અવશ્ય મંદ બને છે. એટલે આપણે જેઓ ન્યાય મેળવવા નીકળ્યા છીએ તેઓએ પ્રજાને દારૂ પીવાની ટેવમાંથી છોડાવવી જોઈએ. દારૂ પીનારને સારુ કંઇ ઠરાવ નથી હોઈ શકતો, કેમકે દારૂની લતવાળા ઘણા કંઈ

જાહેર જીવનમાં ભાગ લેતા નથી. પણ તે બાબત ઉપર ધ્યાન દેવાની તો અવશ્ય જરૂર છે. ચાની ટેવ છોડાવવાને સારુ ઘણે ઠેકાણે ભારે પ્રયત્નો થયા. જેટલે દરજ્જે તેમાં મારપીટનો અંશ ન હતો તેટલે દરજ્જે હિલચાલ સ્તુત્ય હતી. આપણે મારીને કોઈની પાસેથી દારૂ છોડાવવા નથી ઇચ્છતા, પણ શરમાવીને, સમજાવીને આપણે છોડાવવા પ્રયત્ન કરવો જોઈએ. આપણામાંના કેટલાકે પોતપોતાનાં શહેરોમાંના દારૂપીઠાવાળા પાસે જઈ તેમને સમજાવવા જોઈએ, તેમને બીજો ધંધો કરવા વીનવવા જોઈએ, અને દારૂ પીનારાની નાતજાતો મારફતે મહેનત કરવી જોઈએ. આ કામ કઠિન છે. પણ પ્રજામત આગળ કંઇ જ કઠિન નથી. પ્રજામત જ્યારે દારૂને નહિ સાંખે ત્યારે દારૂ એક ક્ષણમાં બંધ થશે. અત્યારે તો આપણને આપણા પાડોશીની ચિંતા નથી. એક પ્રજા થવું એટલે ત્રીસ કોટીએ એક કુટુંબ બનવું. એક હિંદી પણ ભૂખે મરે તો આપણે બધા ભૂખે મરીએ છીએ એમ માનવું ને વર્તવું એમાં એક પ્રજા થવાપણું છે. એમ કરવાનો સારામાં સારો રસ્તો એ છે કે દરેકે પોતાનો નજીકનો પાડોશ સંભાળી લેવો; એટલે કે તેઓની સેવા કરતા થઈ જવું. આ ધોરણે કામ લેતાં દારૂનાં પીઠાંમાત્રને આપણે ઘણી ટૂંકી મુદતમાં નાબૂદ કરી શકીએ છીએ. આખું હિંદુસ્તાન દારૂ કયારે મૂકશે એ વિચાર વાંચનારે કરવાનો નથી. તે તો પોતાના ગામને સંભાળી લે એટલે તેણે તેનો ધર્મ તે પરત્વે પૂરો બજાવ્યો જેમ દારૂનું તેમજ તમાકુનું છે. તમાકુની અવગણના આપણે બહુ નથી કરતા કેમકે તેનાં બૂરાં પરિણામ પ્રત્યક્ષ નથી. તે અફીણના જેવો નશો છે. દર્દને ભુલાવે છે. પણ તે આદતમાં પૈસાનો ક્ષય તો એટલો બધો થાય છે કે તે આદત મુકાવવી જ જોઈએ. તે આદત સ્વરાજ મળતા લગી મુકાય તોપણ તેમાંથી ઘણો પૈસો બચી બીજા સારા ઉપયોગમાં જઈ શકે છે.

(ન. જી. ૨૭–૧–૧૯૨૧)

# વિનવણી

## ૧

## અંત્યજોને

અંત્યજો કહેશે કે અમને અસહકાર શીખવો. તો હું તમને જરૂર આજ રાત્રે જ અસહકાર શીખવવા ઇચ્છું છું. અસહકાર એ આત્મશુદ્ધિની ક્રિયા છે. હિંદુસ્તાન બીજા મુલકોથી જુદો મુલક છે, તેથી આપણે જે કરવાનું છે તે અંગ્રેજોને તંગ કરીને નથી કરી લેતા. પણ આપણાથી શુદ્ધ શી રીતે થવાય? હિંદુ સમાજ કહે છે કે જુઓ, અંત્યજો દારૂ પીએ છે, ગમે તે ખાય છે, શૌચના નિયમો પાળતા નથી; અંત્યજો ગાયની કતલ કરે છે. આ વાત હું નથી માનતો. જે હિંદુ હોવાનો દાવો કરતો હોય તે ગોમાંસ નથી ખાઈ શકતો. અસહકાર કરવા ઇચ્છતા હોય તેઓ મદ્યપાન છોડે, માંસ છોડે; તેટલું નહિ તો ગોહત્યા તો છોડે જ.

(ન. જી. ૨–૧–૧૯૨૩)

## ૨

## કામદારોને

મુસાફરી પૂરી કરીને હું અમદાવાદમાં આવ્યો છું ત્યારથી સાંભળી રહ્યો છું કે શરાબ પીવાની ટેવ બધાઓમાં ઓછી થઈ છે, પણ જે પીઠાં પર મિલના કામદારો જાય છે ત્યાં તો ધંધો અસલના જેટલો જ ચાલી રહ્યો છે; એટલું જ નહિ પણ તેઓ સ્વયંસેવકોને ગણકારતા નથી, તેઓને ગાળ દે છે ને તેઓને મારે પણ છે. મને ખબર નથી કે આમાં કેટલું સત્ય છે. મારી ખાતરી છે કે સેંકડો કામદારો તો આવી વર્તણૂક પસંદ ન જ કરે.

તમારે સારુ જેઓ મહેનત કરી રહ્યા છે તેઓ એવી આશાએ મહેનત કરી રહ્યા છે કે તમે સારા થાઓ અને સુખી થાઓ, તમે તમારી ખરાબ આદત છોડો, તમે પૈસો બચાવતાં શીખો, તમે કરજદાર મટો, તમે સારાં ઘરોમાં રહો, તમારાં છોકરાં ભણે ગણે, તમે સ્વચ્છ રહો, તમે પોતે ફુરસદના વખતમાં સારું વાંચો વિચારો ને દરેક રીતે સમાજમાં દીપો.

તમને મદદ કરનારા તમને કેવળ વધારે પગાર કે બક્ષિસો અપાવીને સંતોષ પામે તેમ નથી. તમે જો કેવળ પગાર વધારવાને જ સારુ તેમની સેવાનો સ્વીકાર કરો ને તમારા જીવનમાં સુધારો ન કરો તો તમે તેઓની સેવા ખોઈ બેસો, અને જે પ્રજામત આજે તમારી તરફ છે એ પછી તમારી તરફ ન રહે.

તમે સારા થાઓ એટલું જ નહિ, પણ તમે દેશમાં ચાલતી ધાર્મિક ને આત્મશુદ્ધિની લડતમાં ભાગ લો. તમે ખિલાફત તરફની, પંજાબ તરફની, ને સ્વરાજ બાબતની તમારી ફરજ સમજો ને બજાવો. તેમ કરવું હોય તો તમારે બૂરી આદતો છોડવી જ જોઇએ. આપણે ઈશ્વરને નામે લડી રહ્યા છીએ. શું ઈશ્વર શરાબી, જુગારી કે વિષયીને મદદ કરનારો છે? શરાબી મુસલમાન ખિલાફતનું શું ભલું કરે? શરાબી હિંદુ તેના મુસલમાન ભાઈને શી મદદ કરવાનો?

જ્યારે જ્યારે તમારા પગારમાં વધારાની કે તમારે સારુ બક્ષિસની વાત હું માલેકો પાસે કરું છું, ત્યારે ત્યારે તેઓ મને કહે છે, 'તમે વધારો માગીને શું કરશો? શું કામદારો તેમાંથી સારો ખોરાક લેશે? સારાં કપડાં લેશે? પોતાનાં છોકરાં ભણાવશે? કે તેઓ વધારે દારૂ પીશે?' આ સાંભળું છું ત્યારે મારું માથું શરમને માર્યે નીચે નમે છે. આવી કફોડી સ્થિતિમાંથી તમારે મને ઉગારી લેવો જોઈએ. અને શરાબ છોડીને જ તમે તેમ કરી શકો છો.

તમે વાંચનાર તો શરાબ નહિ પીતા હો. પણ તમારા સાથીને સારુ તમે કેમ જવાબદાર થઈ શકો? એ પ્રશ્નનો જવાબ એ છે કે સાથીને સારુ જવાબદાર થવામાં જ સ્વરાજ છે. સાથીને મનાવવો ને શરમાવવો એ તમારું કામ છે. દારૂ પીનાર કામદારની તમે જ ચોકી કરો. એમના સુધારાનો બોજો તમારી ઉપર જ હોવો જોઈએ. અને આમ તમે તમારામાં દહાડે દહાડે સુધારા કરતા જાઓ ત્યારે જ પગારના વધારા, ઇનામો વગેરે શોભે. જો તમે સુધારા ન કરી શકો તો તમારી તરફ લોકલાગણી હંમેશાંને સારુ ન જ રહી શકે એ તો તમે સમજી શકો એવી વાત છે. તેથી મારી ઉમેદ છે કે આ શરાબની બદીને તો તમે ખૂબ પ્રયત્ન કરીને કાઢશો.

(ન. જી. ૨૩–૧૦–૧૯૨૧)

૩

## પારસીઓને

દારૂ પીવાની આદત પારસીઓમાં ક્યાંથી આવી હશે તે હું નથી જાણતો. જરથુસ્ત પેગમ્બરે દારૂ પીવાની રજા આપી હોય એવું હું કબૂલ ન જ કરી શકું. પણ જે અક્કલથી ઊલટું હોય તે શાસ્ત્ર તરીકે ઓળખાય તો પણ શાસ્ત્ર ન કહેવાય. અનીતિ શીખવે એ શાસ્ત્ર ન હોય. ઉત્તર ધ્રુવમાં શરાબની જરૂર ભલે ગણાય, સમશીતોષ્ણ કટીબંધમાં દારૂ પીવો એ તો મહા પાપ જ છે. વિલાયતમાં હું એક પારસી મંડળીમાં હતો. તેમાં મર્યાદાપૂર્વક બધું ચાલતું હતું. ગાયનો ગવાતાં હતાં. પછી દારૂના પ્યાલા ચાલ્યા; મર્યાદા મેલાઈ. મને ત્યાં બેસતાં શરમ આવી, હું ભાગ્યો. આમ હિંદુ મુસલમાનના ટોળામાં યે મેં વિલાયતમાં જોયું છે. સ્ટીમરો પર દારૂ પીને મસ્ત બનેલા ઉતારૂઓના અમર્યાદ વર્તનથી કયો મુસાફર બિનવાકેફ છે? 'હદની અંદર' દારૂ પીનારા 'મૉડરેટ

ડ્રિંકર ' મેં સંખ્યાબંધ જોયા છે. તેઓ ગટરમાં આળોટતા નથી એ ખરું છે પણ?

તેથી પારસી ભાઈબહેનોએ દારૂનો સર્વથા ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લેવી જ જોઈએ.

( ન. જી. ૧૫-૯-૧૯૨૧ )

## ૪

## પાપમાંથી કુટુંબનિર્વાહ

જલગામથી શ્રી. પિરોજશા તેમુલજી મિસ્ત્રી જણાવે છે કે તેમની પાસે દારૂનું પીઠું છે. તેઓ બાળપણથીજ એ ધંધામાં રોકાયેલા છે. તેમને બહોળું કુટુંબ છે. તેમની ઉમ્મર ૫૧ વર્ષની છે. તેઓ જણાવે છે કે જો તેઓ દુકાન છોડે તો બીજા ચાર હિન્દુ તો તે લેવા તૈયાર જ બેઠા છે. આવી સ્થિતિમાં તે પોતાનો ધંધો છોડી પોતાનો ને પોતાના કુટુંબનો નિર્વાહ કરવા સારુ અપંગ બને તેમાં હાંસલ શું? દારૂનો ધંધો કંઇ તેથી બંધ થવાનો? આવી આ ભાઈની દલીલ છે. તેમના પ્રત્યે મારી લાગણી છે. તેમની મુશ્કેલી સમજવા જેવી છે. પણ આવાં ધર્મસંકટોમાથી નીકળી જવું એમાંજ પુરુષાર્થ છે. જો આ ભાઈ દારૂ પીવો કે વેચવો પાપ માને તો ઉપરની દલીલ આપવાપણું નથી રહેતું. હજારો લોકો પાપકર્મ કરે છે, છતાં તેટલા ઉપરથી આપણને પાપ કરવાનો અધિકાર નથી મળતો. અને પાપ કરીને જ આપણે કુટુંબનિર્વાહ કરતા હોઈએ તો તેના કરતાં ભીખ માગીને નિર્વાહ કરવો એ વધારે સારું છે.

( ન. જી. ૮-૫-૧૯૨૧ )

# ખાદી અને દારૂનિષેધ

ઍન્ડ્રુઝ—'શું અફીણ છોડવા વિષે ભારે ઝુંબેશ ઉઠાવવાની જરૂર નથી? દેશ એ બાબતનું મહત્ત્વ સમજી ગયો છે?'

'હું માનું છું.'

ઍં૦—'મિલની સ્ત્રીઓ બાળકોને અફીણ ખવડાવે છે તે તમે જાણો છો?'

'હા, પણ તે અફીણની બદી પેઠી છે એમ તમે ન કહો. દેશ એ વસ્તુને વધવા દે છે એમ તમે ન કહો. અને બાળકને અફીણ ન આપવાનું ઠરાવવામાં તો મિલકારીગરોને કેળવણી આપવાનો સવાલ છે, વૈદકીય સવાલ છે, સ્ત્રીઓને મિલોમાં કેટલો વખત કામ કરવા દેવી એ સવાલ છે.'

ઍં૦—'તમે અસ્પૃશ્યતા, હિં. મુ. ઐક્ય, અને ખાદી એ ત્રિવિધ કાર્યક્રમ મૂક્યો ત્યારે દારૂનિષેધ ભૂલી ગયા એ જ મને બહુ લાગે છે.'

'ભૂલી નથી ગયો. દેશને એ બાબતમાં નવું સમજાવવાપણું નથી રહ્યું એટલું જ.'

ઍં૦—અરે, અફીણ બંધ કરવા વિષેના સાહિત્યમાં લોકોને રસ લેતા કરવા એ અશક્ય થઈ પડયું છે.'

'એ તો તમે અને હું દક્ષિણ અને પૂર્વ આફ્રિકા વિષે લખતા બંધ પડીએ તો તેમાં પણ રસ લેતા સૌ બંધ થઈ જાય. અહીં તો ગમગત વિનાના લોકોને સમજાવવાના છે. પણ તમે એ ભૂલો છો કે દારૂનિષેધનું કામ આજે પણ ચાલી રહ્યું છે. જ્યાં જ્યાં ખાદીએ ઘર કર્યું છે ત્યાં ત્યાં તેની સાથે શુદ્ધિનું કામ પણ શરૂ થઈ ગયું છે. બોરસદ, રામેસરા, બારડોલીમાં જઈને તમે જુઓ તો ખબર પડે. ખાદીના કેંદ્રની આસપાસ દારૂનિષેધ અને બીજાં બધાં આત્મશુદ્ધિનાં કાર્ય પણ ચાલી રહ્યાં છે.'

(નવજીવન તા. ૧૯–૧૦–૨૪)

# રેંટિયો અને આત્મશુદ્ધિ

વેડછીથી ત્યાંના કાર્યકર્તા લખે છે :

"વેડછીમાં હાલ શ્રાવણ વદિ ૨ થી વદિ ૯ સુધી સપ્તાહ બેઠી હતી. તે સમયે ભજનો સાથે એક રેંટિઓ રાત્રિ ને દિવસ અખંડ ચાલતો હતો. એ દરમિયાન કંતાયેલું સૂતર શેર સવાપાંચ આ સાથે મોકલાવાય છે તે સ્વીકારશોજી.

"પશુકોટિમાં લઇ જનારો દારૂ જતાં અને તેની જ સાથે ઉદ્યમ ને રામનામ દાખલ થતાં માણસમાં કેવું પરિવર્તન થાય છે તે આ ચોધરા ભાઈઓ ઉપરથી પ્રત્યક્ષ દેખાઈ આવે છે.

"અહીંનો શાહુકાર પ્રસંગોપાત વાતો કરતાં કહે છે કે આ વેડછીમાં પાંચ છ વરસ પહેલાં રાત્રે રહેવું મુશ્કેલીભર્યું હતું. તે સમયે દીવા થયે કમાડ બંધ કરી બૈરીછોકરાં સાથે અમે ઘરમાં પુરાઈ રહેતા હતા. કારણ આ લોકો દારૂના ઘેનમાં ભાનભૂલા થતા હતા.

"આજ એ ભાઈઓ સાત દિવસ રાત્રિ ને દહાડો છ જણા ભજનની ધૂન ને એક જણ રેંટિયો અસ્ખલિત વારાફરતી ચલાવે, પાલખીમાં પ્રભુને પધરાવી વરઘોડો કાઢી ઘેરઘેર ફરે, અને છેલ્લે દિવસે જે મળે તે સાથે મળી સાત્ત્વિક સહભોજન કરે એ જેવું તેવું પરિવર્તન ન ગણાય."

જેની જેવી ભાવના હોય તેને તેવું મળે. આજીવિકા સારુ જે પથ્થર ફોડે તેને તેટલા પૂરતું દાડિયું મળે. સિરીન સારુ પથ્થર ફોડનાર પ્રહ્લાદને સિરીન મળે. રેંટિયાની પાછળ જે શક્તિ આપણે ભરીશું તે તેમાં જામશે. ઓમકાર ઇત્યાદિ નામોમાં અગાધ શક્તિ છે,

તો તેની પાછળ ઉચ્ચતમ ભાવના ને તે ફળવા પૂરતી તપશ્ચર્યા છે. તેમજ રેંટિયાની પાછળ આપણે ગરીબની સેવાની, જનશુદ્ધિની, આત્મશુદ્ધિની ભાવના કેળવશું ને તે સાધવા સારુ તપશું, મરશું તો તે ફળશે જ.

આવું કંઈક વેડછીમાં થયું છે. દારૂનિષેધની પ્રવૃત્તિ આમ જ ચાલે. દારૂડિયાને દારૂ છોડવાનું કહેતાં તે સમજે નહિ. એ તેને સારુ તો અણજાણી બોલી થઈ. પણ તેના પાડોશમાં રહી આપણે પોતે ઉદ્યમ કરી તેને ઉદ્યમનો પદાર્થપાઠ શીખવીએ તો તે દારૂ છોડે. એમ વેડછીના દારૂ પીનારાઓએ કર્યું જણાય છે. એમ બધાં ગામોમાં ધીરજ અને શ્રદ્ધા રાખી કામ લઈએ તો થાય.

પણ એક ચેતવણી દરેક કામદારને આપું: અત્યારે જે સુધારો નજરે આવે છે તેને એ નિરંતર સિંચન ન હોય તો તે ચાર દિવસનો ખેલ બની અલોપ થઈ જવાનો સંભવ છે. લોકોમાં થયેલું પરિવર્તન દઢાવવા સારુ તે તે ગામોમાં રહેતા કામદારોએ આસનબદ્ધ થઈ, જાગૃત રહી પોતાનું કાર્ય વિના અટકચે કર્યે જ જવું જોઈશે.

(ન. જી. ૧૯–૯–૧૯૨૬)

ખંડ ૪

# સમાજ ધર્મ

પશુની તેમજ મનુષ્યની મરજી કદી છૂટીદોર નથી હોતી.

(ઇ. હેઇકલ)

અજ્ઞાન કે બેદરકારીથી, અથવા કદાચ દુષ્ટતાથી, જો આપણે સમાજને ઉપદ્રવ કરનારી મુખ્ય વસ્તુઓને છૂટીદોર મૂકીશું તો બીજી દિશામાં કરેલા આપણા પ્રયત્નો ગમે તેવા ગુણકારી હશે તો પણ તેમની અસર ધોવાઈ જશે. સમાજસુધારકો માટે એ જરૂરનું છે કે તેમણે જોરથી ખેંચવું જોઈએ, સતત ખેંચવું જોઈએ, અને ખાસ કરીને એક સાથે ખેંચવું જોઈએ.

(સ્ટેન્લી જેવૉન્સ)

# સૌ મદદ કરો.

અસ્પૃશ્યતાના સવાલ સાથે ગાઢો સંબંધ ધરાવતો સવાલ દારૂનો છે. દારૂના વ્યસનનો આ રમણીય ભૂમિમાં બહિષ્કાર ત્યારે જ થઈ શકશે જ્યારે ઊંચા કહેવાતા લોકો નીચા કહેવાતા લોકોને અપનાવીને તેમને ભાઈ બનાવશે. પણ અહીંઆં પણ, દારૂનિષેધના કાર્યમાં વરસો સુધી કામ કરીને મને દુઃખદ અનુભવ થયો છે કે રાજ્યની મદદ વિના ઝાઝું પરિણામ આવવું શક્ય નથી. અજ્ઞાન ગરીબ લોકો પાસે જો દારૂ લઈ જવામાં આવે તો તેઓ તે પીશે. સંપૂર્ણ દારૂબંધી કરવી જ્યાં સહેલી હોય એવું એક પણ સ્થાન આ પૃથ્વી પર હોય તો તે હિંદુસ્તાન છે. એનું કારણ એટલું જ કે ઈશ્વરકૃપાએ હજુ અહીં મદ્યપાનને જરા યે પ્રતિષ્ઠા મળી નથી. એને હજુ અધમ વ્યસન માનવામાં આવે છે. મારી મુસાફરીમાં હું હજારો આદિકર્ણાટકોને મળ્યો છું. લંબાની લોકોના એક સમૂહને પણ હું મળેલો. મેં એમને સીધા સવાલો પૂછ્યા. દારૂના બચાવમાં એક પણ હાથ ઊંચો ન થયો, અને ઘણા મોટા ભાગે તો ગોમાંસ અને દારૂ બંનેનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લીધી છે. પ્રભુ તેમને પોતાનું વચન પાળવાની શક્તિ આપો. પણ તમે અને રાજ્ય એમને મદદ કરો એવી મારી વિનંતિ છે. એમાં મુશ્કેલીઓ તો જરૂર છે, પણ એ મુશ્કેલીઓને ઝીલવાને, એની સામે ઝગડવાને અને તેને જીતવાને તો માણસ જન્મેલો છે.

(ન. જી. ૪-૯-૧૯૨૭)

## સરકારને

તમને ફાવે તે નામ આ પ્રવૃત્તિને તમે આપો. જોઈએ તો એને સ્વદેશી–દારૂનિષેધની ચળવળ કહો. માની લો કે આટલા આટલા મહિનાનો બધો જ પ્રયાસ ફોકટ નીવડયો છે. તો એ દષ્ટિ ઘડીભર સ્વીકારી લઈને પણ સરકારને તેમજ મોડરેટ મિત્રોને આખા દેશભર રેંટિયા ચાલુ કરાવવાના અને દારૂ પીવાને ગુનો કરી મૂકવાના પ્રજાના આજના પ્રયત્નમાં ખરા દિલથી ભળી જવા હું નોતરું છું. બેમાંથી એકે પક્ષે આ બે પ્રવૃત્તિઓનાં પરિણામની ચર્ચા કરવામાં વખત ગાળવામાં સાર નથી. ફળથી ઝાડની કિંમત અંકાશે.

( ન. જી. ૨૪–૪–૧૯૨૧ )

## અંગ્રેજભાઈઓને

એવો જ અને એટલા જ મહત્ત્વનો સવાલ છે દારૂનિષેધનો. દારૂનાં પીઠાં એ તો સમાજ ઉપર લાદેલી એક અસહ્ય આફત છે. આ વિષયમાં પ્રજામાં જેટલી જાગૃતિ છે તેટલી આજ સુધી કોઈ કાળે થઈ ન હતી. હું કબૂલ કરું છું કે આમાં તમારા કરતાં વધારે મદદ તો અમારા હિન્દી પ્રધાનો કરી શકે એમ છે. છતાં આ સવાલમાં તમે તમારો મત સ્પષ્ટ જાહેર કરો એમ હું ઇચ્છું છું. રાજ્યતંત્ર ગમે તેવું હોય તો પણ મને લાગે છે કે પ્રજા તો દેશમાંથી દારૂની જડ જ કાઢી નાંખવા માગે. તમારું વજન પ્રજાપક્ષ સાથે ભેળવીને આ દિનપ્રતિદિન વધતી જતી હિલચાલને તમે મદદ કરી શકો છો.

( ન. જી. ૧૭–૭–૧૯૨૧ )

# મૉડરેટ મિત્રોને

જુદા જુદા આદર્શોના વાદમાં ઊતરીને હું તમને નહિ થકવું. અહીંઆં તો હું માત્ર અસહકારના કાર્યક્રમમાં જે ચણુતરનાં પગથિયાં છે તે તરફ જ તમારું લક્ષ ખેંચવા ઇચ્છું છું. અસહકાર શબ્દ કદાચ તમને નહિ ગમતો હોય, એ કાર્યક્રમમાંનાં કેટલાંક પગથિયાં પણ તમને અળખામણાં લાગતાં હશે—અને લાગે છે એ હું જાણું છું. પણ અસહકારીઓ તમારા જેટલા જ ભારતમૈયાના પૂજારી છે એટલી જ વાત જો તમે કબૂલ રાખતા હો તો પણ તેમના કાર્યક્રમમાંનાં જે પગથિયાંને વિષે મતભેદ છે જ નહિ તેમના અમલ પ્રત્યે પણ શું તમે મૈત્રીની નજરથી ન જુઓ? હું દારૂનિષેધ જેવી બાબતની વાત કરી રહ્યો છું. હું તમને મારા તરફથી ખાતરી આપી શકું છું કે આખી પ્રજા આ બદીથી કંટાળી છે. જે દુર્ભાગી લોકો આ વ્યસનના ગુલામ બનેલા છે તેઓને તેમની પોતાની જ સામે થવામાં મદદ કરી ઉગારવાના છે. કેટલાક તો એવી મદદ પોતાને માટે માગી રહ્યા છે. આવી સાર્વત્રિક લોકલાગણીનું મોજું જ્યારે આ બદીની સામે ઊઠ્યું છે તે વખતે તેનો લાભ લેવા હું તમને ન વીનવું?

વળી આ હિલચાલ અત્યારે તક જોઈને કોઈએ જાણીજોઈ ઉઠાવી એવું પણ નથી બન્યું. એ એની મેળે જ ઊઠી. હું તમને ખાતરી આપું છું કે સરકારની આબકારી આવક બંધ પાડવાનો હેતુ એમાં છેલ્લામાં છેલ્લો અને આ હિલચાલ ચલાવી રહેલાઓના મનમાં સૌથી ઓછા મહત્ત્વનો છે. એ બદીથી જ પ્રજા ધાંધી થઈ છે. આ દેશમાં અત્યારે

આ બદીનો જેટલો વિરોધ થઈ રહ્યો છે તેટલા મક્કમ અને કેળવાયેલા વિરોધ સામે દુનિયાના કોઈ પણ દેશમાં દારૂનું વેચાણ ચાલી શકે નહિ. નાગપુરનાં ટોળાંએ કેટલીક ભૂલો કે બળાત્કાર કર્યાં હશે છતાં એમનું ધ્યેય તો પવિત્ર હતું. એમની આંખ સામે માત્ર એક જ વસ્તુ હતી: લોકોના પંચપ્રાણ હરી લેનારા આ મદ્યપાનની જડ સમાજમાંથી કઈ રીતે ઉખેડવી.

પ્રજા પાસે પરાણે દારૂ કેમ છોડાવાય, જેમને દારૂ પીવો છે તેમને સારુ સગવડ હોવી જ જોઈએ, એ દલીલથી તમે રખે ભરમાતા. પોતાની પ્રજામાંના દુર્ગુણોને પોષવાનું રાજ્યનું કામ નથી. વ્યભિચારખાનાંઓને આપણે વ્યભિચારના ઇજારા દઈને કે નિયમો બાંધી આપીને સગવડો કરી આપતા નથી, ચોરને આપણે તેની ચોરી કરવાની વૃત્તિને સંતોષવાની સોઈ નથી કરી આપતા. દારૂ તો મારે હિસાબે ચોરી કે કદાચ વ્યભિચારના કરતાં પણ બૂરી ચીજ છે. કારણ ઘણી વાર આ બન્ને દુકર્મનું પિતૃપદ દારૂને જ હોય છે. આવી આ ઘોર બદીને દેશમાંથી સંપૂર્ણ રૂપે દફનાવી દેવાના અને દારૂના એકેએક પીઠાને ઉઠાડી મૂકવાના કાર્યમાં સામેલ થવા હું તમને વીનવું છું. કેટલાયે કલાલો તેમણે ભરેલી ઇજારાની રકમો તેમને પાછી મળે તો આજે રાજી થઈને પોતાનાં પીઠાં બંધ કરવા તૈયાર છે.

'છોકરાંઓની કેળવણીનું શું'? એ સવાલ તમે પૂછશો. હું નમ્રતાપૂર્વક જણાવું છું કે દારૂની આવકમાંથી આજે આપણાં બાળકોને કેળવણી લેતાં જોવાં એ આપણે માટે ભારેમાં ભારે નામોશી છે. આજે આપણાં બાળકોની કેળવણી આપણે જતી કરવી પડે તેમ હોય તો તે જતી કરીને પણ આ બદીને સમાજમાંથી ઉખેડવાને આજે જો આપણે તૈયાર નહિ થઈએ તો ભાવિ પ્રજાના શાપ આપણે માથે ઊતરશે અને આપણે પણ તેને લાયક જ ઠરીશું.

પણ મારે હિસાબે તો આમ કરવા જવામાં આપણે આપણાં બાળકોની કેળવણી ખોવાપણું પણ નથી. હું જાણું છું કે તમારામાંના ઘણા રેંટિયાની મદદથી શાળાકોલેજોની કેળવણીને સ્વાશ્રયી કરી મૂકવાના મારા ખ્યાલને હાસ્યાસ્પદ ગણો છો. પણ હું તમને ખાતરી આપું છું કે રેંટિયો આપણા કેળવણીના પ્રશ્નનો જેટલો સચોટ ઉકેલ આણે છે તેટલો બીજું કોઈ પણ સાધન લાવી શકે એમ નથી. નવા કર ઊંચકવાની પ્રજામાં શક્તિ રહી નથી; છે તે કરો પણ અસહ્ય થઈ પડ્યા છે. આ સ્થિતિમાં જો પ્રજાની દિવસે દિવસે વધતી જતી ગરીબાઈનો ઇલાજ કરવો હોય તો દારૂઅફીણની આવક જ નહિ પણ બીજી આવક પણ સારી પેઠે ઘટાડવી પડવાની.

(ન. જી. ૧૬–૬–૧૯૨૧)

## સરકારી પ્રધાનોને

હું પ્રજાને સોંપાયેલાં ખાતાંના આપણા સરકારી પ્રધાનોને માનપૂર્વક ચેતવવાની મારી ફરજ સમજું છું કે આખા દેશભરમાં આજે જે કટોકટીનો સમય આવતો જાય છે તેને હિંમતથી ઉઠાવીને જો તેઓ દારૂનાં પીઠાં તત્કાળ બંધ કરવાનો અને ગરીબ પીઠાંના ઇજારદારોને તેમના તરફથી અગાઉ સરકારમાં ભરાયેલી ઇજારાની રકમો પાછી આપવાનો નિર્ણય નહિ કરે, તો જે મહાન રાજદ્વારી પક્ષના પોતે હોવાનું તેઓ અભિમાન ધરાવે છે તેની પરંપરાને તેઓ ખોટી પાડશે, તેને ઝાંખપ આણશે. આવા અનીતિના ધંધાની બેવડા પાપથી પેદા થતી આવક ડૂબ્યાનું દુઃખ તેઓ ન માને. તેમણે સમજી જવું ઘટે કે આવી બદીના રોજગારને, જાગેલી અને તેને દફનાવવાને કમ્મર કસી તૈયાર થયેલી પ્રજાના સંકલ્પની સામે થઈને, નભાવવાના પ્રયત્ન મિથ્યા છે. વળી એવી અનીતિની આવકમાંથી પોષાતી કેળવણી અત્યારે જ પૂરતી દૂષિત

અને અપવિત્ર છે; તેમાં વળી જ્યારે એ આવકમાં આપણા જ નિર્દોષ દેશબંધુઓનાં લોહી ભળવા લાગશે ત્યારે તો એમાંથી મળનારા લાભોની ગંધ સરખી આપણને અસહ્ય થઈ પડશે. આપણા પ્રધાનોને હું વીનવું છું કે વખત વીતી જાય ત્યારપહેલાં જ તેઓ આ સમજી લે. તેમને માટે રખે એમ કહેવાય કે થોડા લાખ રૂપિયાની આવકને ખાતર તેઓ સમયને વરતી શક્યા નહિ. જો તેઓ આટલું કરવા તૈયાર હોય તો મહિના કે અઠવાડિયાં તો શું પણ કલાકનો વિલંબ પણ તેમણે ન કરવો ઘટે. દારૂની આવકની ખોટ ભરી કાઢે એવા બીજા કોઈ આવકના રસ્તા પ્રથમ શોધવા અને પછી જ દારૂનું દ્વાર બંધ કરવાની ભ્રમણામાં પડવું પાપ છે. એમ કરવા તાકવું એ બીજું ઘર તૈયાર ન થાય ત્યાં સુધી પ્લેગ-વાળા ઘરમાંથી નીકળવાની ના પાડવા બરોબર છે. હરકોઈ માણસ એવી સ્થિતિમાં સૌ પહેલું તો પ્લેગવાળું જ ઘર એક ઘડીની ઢીલ કર્યા વગર ખાલી કરશે અને પછી બીજું કોઈ ચોખ્ખું ચેપ વગરનું ઘર ખોળી લેશે.

( ન. જી. ૧૦-૭-૧૯૨૧ )

## અનુકરણીય પહેલ

મ્યુનિસિપાલિટી કે ધારાસભાના લડવામાં જે આનંદ શ્રી૦ વિઠ્ઠલભાઈ પટેલને આવે છે તે તેમને બીજે ક્યાંય આવતો નથી. એટલે થાણા જીલ્લા બૉર્ડમાં ગઈ તા. ૬ ઠ્ઠીએ તેમણે નીચલા ઠરાવ મૂક્યા ને પસાર કરાવ્યા ત્યારે તેઓ ખરા રંગમાં હતાઃ—

૧. દારૂનું વેચાણ વધ્યે જ જાય છે ને પરિણામે લોકો શરીરે, પૈસે ને નીતિમાં ખુવાર થાય છે તે જોઈને આ બૉર્ડ પોતાનું દુઃખ જાહેર કરે છે.

૨. આ ખરાબીનો નાશ કરવા લોકો મથે છે એ બિનાને આ બૉર્ડ વધાવી લે છે, અને આવા સાર્વજનિક સેવાભાવને સારુ આ પ્રવૃત્તિ ચલાવનારાઓને અભિનંદન આપે છે.

૩. પોતાની હદમાં દારૂનું વેચાણ બંધ કરવાની પોતાને સત્તા નથી એ જોઈને આ બૉર્ડ દિલગીર થાય છે. એટલે બૉર્ડનો એવો મત છે કે તેણે પોતાની જવાબદારીએ પીઠાં આગળ પહેરા ભરાવવા, મહાસભા સમિતિઓને મદદ કરવા અને રાજીખુશીથી પોતાનાં પીઠાં બંધ કરનાર પીઠાંવાળાઓને ભરપાઈ આપવામાં પોતાની બધી સત્તા વાપરવી.

૪. ઉપર દર્શાવેલ કામને સારુ પ્રમુખ, ઉપપ્રમુખ, ઠરા મૂકનાર, અને શ્રી આચાર્યની એક કમિટી આ બૉર્ડ નીમે છે અં પહેરા ભરાવવા, પહેરા ઉપર અંકુશ રાખવા અને દારૂનો સર્વથ ત્યાગ કરાવવાની તેને સત્તા આપે છે.

૫. સદરહુ કમિટિને શરૂઆત તરીકે રૂ. ૩૦૦૦ સુધી ખર્ચ કરવાની આ બૉર્ડ સત્તા આપે છે, અને જરૂર પડયે ભવિષ્યમાં વિશેષ ખર્ચ કરવાને તૈયાર છે.

આ ખરેખર બહાદુરીભરેલું પગલું છે. અંત લગી પોતાના ઠરાવ પળાવવાનો બૉર્ડ આગ્રહ રાખશે અને પોતાની હદમાં આવેલાં બધાં પીઠાં તરત બંધ કરાવશે તો તેને પહેલનો જશ મળવા ઉપરાંત તેણે દેશની ભારે સેવા બજાવી ગણાશે. આખા દેશની મ્યુનિસિપાલિટીઓ તથા જિલ્લાબૉર્ડના સભાસદો રા. પટેલના દાખલાને અનુસરશે એવી હું આશા રાખું છું. સમસ્ત દેશનાં મંડળો એક જ સાથે આ પગલું ભરશે તો સુધારકોના હાથ વધુ મજબૂત થશે, સરકાર ઉપર પૂરું દબાણ પડશે, અને પહેરાવાળા, પોલિસ તેમ જ પીઠાવાળા એ ત્રણની ધમચકડી વચ્ચે નાહકના ઘોંચપરોણા અને તોફાનરમખાણનો ભય રહે છે તે દૂર થઈ જશે.

(ન. જી. ૨૧-૭-૧૯૨૧)

## ઇજારદારોને

ભાઇઓ,

ગઇ સાલ દારૂની દુકાનોની હરાજી થઈ તે પહેલાં આપને ચેતવણી આપવામાં આવેલી, છતાં રાજસત્તાના બળની હૂંફથી આપે અમારી ચેતવણીનો અનાદર કર્યો, તેથી અમારે લાચારીથી આપની દુકાનો પાસે પહેરો ભરવાનું કામ શરૂ કરવું પડેલું. ગઈ સાલ આપેલી ચેતવણી વખતસર નહિ મળેલી હોવાની આપની દલીલમાં કાંઇક વજૂદ હતું. હવે નવા વરસની હરાજી આવતા માસની આખર સુધીમાં થશે. તેથી આપને વખતસર ચેતવણી આપવાની રજા લઉં છું કે જો ગઈ સાલ કરેલી ભૂલ ફરીથી કરી નવા વરસનો ઇજારો રાખશો તો તેનું પરિણામ આપને ભોગવવું પડશે.

હું માનું છું કે પહેરાના કામથી દુકાનદારો ઉપર તેમજ સરકાર ઉપર જેટલી જોઈએ તેટલી અસર પડેલી છે. અમદાવાદ શહેરની મ્યુનિસિપાલિટીએ પણ પોતાની હદમાંથી દારૂની દુકાનો બંધ કરવાનો ઠરાવ કરેલો છે તે આપનાથી અજાણ્યું નહિ હોય. લોકલાગણીની વિરુદ્ધ જઈ આ ધંધો ચલાવવો એ કેટલું કઠણ છે એનો આપને પૂરેપૂરો અનુભવ થયો હશે. અમુક સંજોગોને લીધે પહેરો ભરવાનું કેટલાક વખતથી બંધ કરવામાં આવ્યું છે. તેથી આપ એમ નહિ માનતા કે તે હંમેશને માટે છોડી દેવામાં આવ્યું છે. પ્રજાની અને ખાસ કરીને સ્ત્રીઓની દિવસે દિવસે વધતી જતી જાગૃતિ આપની જાણ બહાર નહિ હોય. હું આપને અત્યંત નમ્રતાથી વિનંતિ કરું છું કે આપ લોકલાગણીને માન આપી આ પાપી ધંધો છોડી હજારો ગરીબ કુટુંબોનો આશીર્વાદ લઈ લો.

ખાતરીથી માનજો કે આ ચળવળ આપને નુકસાન કરવાના કે સરકારની ઊપજને ધોકો પહોંચાડવાના ઇરાદાથી ઉપાડેલી નથી. આ ધાર્મિક પ્રવૃત્તિને પરિણામે હજારો પરદેશી કાપડના વેપારીઓ ભારે મુસીબતમાં આવી પડેલા છે. તેમનો ધંધો આપના ધંધા જેવો અધમ તો નથી જ, છતાં તેઓ સરકારની મદદ ઇચ્છતા નથી. આપ પહેરો ભરનારાઓને સરકારની મદદથી કેદમાં મોકલાવી આ ધંધો ચલાવવાની આશા છોડી દેજો. સરકારની પાસે એટલાં જેલખાનાં નથી, અને દારૂની ઊપજ જેલખાનાં પાછળ ખરચી નાખવાનું તેને પોસાય તેમ નથી, એ આપને સહેજે સમજાય તેમ છે. આ ચેતવણીનો લાભ લઈ થોડા રૂપિયામાં હરાજીમાંથી હજારો મેળવી નફો ખાટવાની આશા છોડી દેજો. મારી ઉમેદ છે કે આ વિનંતિ પર પૂરતું લક્ષ આપશો.

લિ. સેવક,

( ન. જી. ૯-૨-૧૯૨૨ ) વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ

# પારસીઓ પ્રત્યે

## (૧)

એક બાબત તો એવી છે કે જેમાં તમારી કોમે હવે રાહ જોવી એ ચોખ્ખું પાપ જ છે. હિંદમાં આજે દારૂનિષેધની ચળવળ ઊઠી છે. લોકો સ્વેચ્છાપૂર્વક દારૂનું વ્યસન છોડી શુદ્ધ થવા ઇન્તેજાર છે. પ્રજામાં દારૂનું વ્યસન લગભગ અક્ષમ્ય અપરાધ ગણાવા લાગે એટલે સુધી પ્રજામત બંધાઈ રહ્યો છે. દારૂનાં પીઠાં ચલાવનારા મોટે ભાગે પારસીઓ છે. તમે આ બાબતમાં પૂરા દિલથી પ્રજા જોડે સહકાર કરવા તૈયાર થાઓ તો મુંબઈ ઇલાકામાંથી તો આ બદીનાં ઘર ઘડીના છઠ્ઠા ભાગમાં ઉખાડી મૂકી શકાય તેમ છે. સ્થાનિક સરકારો આજે, હિંદુસ્તાનમાં લગભગ બધે જ, આબકારી ખાતાને લગભગ ઉઠાડી મૂકવાની હદ સુધી પહોંચવા કરી રહેલી આ પ્રવૃત્તિને અટકાવવાનો અણછાજતો પ્રયાસ કરી રહી છે. તમે સરકારને મદદ કરશો કે પ્રજાને? મુંબઈ સરકારે હજુ મિજાજ નથી ખોયો, પણ એ સુદ્ધાં દારૂની આવક સાવ જતી કરવા જેટલી હિંમત અને ડહાપણ બતાવી શકે એમ માનવું મુશ્કેલ છે.

આ સ્થિતિમાં તમારે તાબડતોબ નિર્ણય કરી લેવાની જરૂર છે. તમારાં શાસ્ત્રો દારૂને વિષે શું કહે છે તેની મને ખબર નથી. પણ જે અહુરમઝદે નેકી અને બદીના ભેદ કર્યા અને બદી સામે નેકીની જીત ગાઈ તેણે દારૂને માટે શું કહ્યું હશે તે હું સહેજે કલ્પી શકું છું. છતાં ધર્મની આજ્ઞાઓનો વિચાર બાજુએ રાખીએ તોપણ અત્યારની આ પ્રજાકીય દારૂનિષેધની ચળવળમાં પૂરા દિલથી સામેલ થવું યા તટસ્થ કે ઉદાસીન રહીને થાય તે જોયાં કરવાનું વલણ અખત્યાર કરવું એ વાતનો તમારે નિર્ણય કરી લેવો જ જોઈએ. મને પૂરી ઉમેદ છે કે હિંદુસ્તાનની એક ચતુર વહેવારુ કોમ તરીકે તમે આજે હિંદમાં શરૂ થયેલી દુનિયાની કોઈ પણ તેવી ચળવળને

આંખો પાડે તેવી દારૂનિષેધની આ મહાન ચળવળમાં પૂરેપૂરા દિલથી જોડાઈ જઈ એ દિશાએ પ્રત્યક્ષ કાર્ય કરવામાં પરોવાઈ જશો.

( ન. જી. ૨૭–૩–૧૯૨૧ )

## (૨)

## શરાબખાનાં તોડો

અત્યારે તમે આખા અસહકારમાં દાખલ ન થાઓ તો કાંઈ નહિ પણ એક વસ્તુમાં હું તમારી ખાસ મદદ માગું છું. શરાબખાનામાંથી પૈસા કમાવાનો વિચાર તમે છોડી દો તો તમારો મોટો ઉપકાર થશે. એકલા પારસીઓ જ શરાબખાનાં ચલાવે છે એમ નથી. હિંદુ પણ ચલાવે છે, અનાવલા બ્રાહ્મણો પણ ચલાવે છે, મુસલમાનો પણ તેમાં પડેલા છે. પંજાબમાં બહાદુર ગુરુ ગોવિંદસિંહના અનુયાયી શીખ લોકોના હાથમાં પણ દારૂનાં કારખાનાં છે. તે સહુને હું વીનવી રહ્યો છું. પણ પારસી કોમ નાની હોઈ તેમને માટે આ કામ કરવું સહેલું છે. હિંદુસ્તાનમાં દરેક ઠેકાણે પારસી ભાઇઓના હાથમાં શરાબખાનાં છે. સ્વરાજ્યનું પહેલું કામ એ છે કે દેશમાં શરાબખાનાં ન હોય, દારૂ ગાળવાનાં મોટાં કારખાનાં ન હોય. કોઈ કોઈ જગાએ દવાને માટે દારૂનાં નાનાં કારખાનાં ભલે હોય. પણ તે અફીણ કે સોમલની જેમ રહે. સોમલની દુકાનો ઠેકઠેકાણે નથી હોતી. તે મેળવવું અઘરું છે, છતાં કેમિસ્ટની દુકાને તે મળી શકે છે. તેમ દારૂ પણ મળવો અઘરો હોવો જોઇએ.

( ન. જી. ૫–૫–૧૯૨૧ )

## (૩)

## દારૂપ્રચારક ન બનો

કાળીપરજ એટલે કાળા લોક. એ કંઈ બીજા વર્ણો કરતાં વધારે કાળા છે તેથી કાળીપરજ નથી કહેવતા. પણ તેમને ઊજળા કહેવાતા લોકોએ અવગણ્યા તેથી તે કાળીપરજ કહેવાયા. અત્યારે

તેમની સ્થિતિ ઘણી જ દયાજનક છે. ભીરુતા, વહેમ, દારૂનું વ્યસન તેઓને કોરી ખાય છે. જંગલોમાં રહેતાં છતાં બધાથી ને બધી વસ્તુઓથી તેઓ ડરે છે. તેમનામાં મોટામાં મોટી ખો દારૂ પીવાની છે. તાડી અથવા દારૂથી એ પ્રજાનો નાશ થઈ રહ્યો છે. ૧૯૨૧ ની જાગૃતિમાં તેઓ પણ દાખલ થયા તેથી સુધારો થયો, પણ હજુ બહુ બાકી છે. દારૂએ એવું તો ઘર ઘાલ્યું છે કે દારૂ પીવામાં ઘણા તો પુણ્ય માને છે!

મદ્યનિષેધની ચળવળ ચાલી ત્યારે એક પક્ષ એવો પેદા થયો કે જેણે મદ્યનિષેધની ચળવળને તોડવાનો ઉદ્યમ આદર્યો ને નિષેધ કરનારાઓની પજવણી શરૂ કરી. એમ કહેવાય છે કે આમાં પારસી પીઠાવાળાનો હાથ છે. જો કાળીપરજ દારૂનો સદંતર ત્યાગ કરે તો દારૂનો વેપાર લગભગ બંધ થાય ને પીઠાંવાળાને નુકસાન પહોંચે. આ દૃષ્ટિએ વિચારતાં પીઠાંવાળાનો દોષ કાઢવો મુશ્કેલ છે. પણ મને તેઓને પણ કહેવાનો હક છે એમ હું માનું છું. પારસી કોમ ઉપર હું આફ્રીન છું. ઘણા પારસીઓની સાથે મને ઘાટો પરિચય છે. તે કોમની પ્રત્યે મને બહુ માન છે. તેથી પીઠાવાળા મારા લખવાનો અનર્થ નહિ કરે. જગતમાં એવા ઘણા થઈ ગયા છે જેણે બીજાઓને નુકસાન થાય એવો વેપાર છોડી દીધો છે. આ ભાઈઓ સાહસિક ને ચતુર છે. દારૂનો વેપાર છોડે તો બીજો ન જ મળે એવું તો કંઈ જ નથી. આટલે સુધી તેઓ જાય યા ન જાય પણ પોતાનો વેપાર કાયમ રાખવા સારુ તેઓ પેલા દારૂપ્રચારક મંડળની સાથે તો ન જ ભળે એવી ઉમેદ હું રાખું.
(ન. જી. ૨૫-૧-૧૯૨૫)

## (૪)

## દારૂ છોડાવો

મીઠાની લડતમાં ન જોડાઈ મદ્યપાનનિષેધની ચળવળમાં ધારો તે મોટામાં મોટો ફાળો આપી શકો.

દારૂ પાછળ ૨૫ કરોડ રૂપિયા આપી આપણે બરબાદ બનીએ છીએ. તેની બદીથી આપણાં ઘરબાર ભાંગી ગયાં છે. દક્ષિણ આફ્રિકામાં વકીલાતનો ધંધો કરતો છતો ત્યાંના મજૂરભાઈઓ સાથે હું ભમતો હતો. એ મજૂરો પોતાના કામને અંગે મને મળવા પણ આવતા. અને હું તેમના જીવનમાં ઓતપ્રોત થતો હોવાથી તેઓ પોતાની સુખદુઃખની વાતો કરીને પોતાની કરુણ કથા સંભળાવતા, અને પીવાથી તેઓ કેટલા પાયમાલ થઈ જતા તે કહેતાં કહેતાં ડૂસકે ડૂસકે રડી પડતા. આવા જ હાલ અમદાવાદના ઘણા મજૂરભાઈઓના થઈ રહ્યા છે એમ મેં જાતે અનુભવ્યું છે. દારૂ પીનારા પોતાની પત્ની, માતા, દીકરી વચ્ચેનો ભેદ પણ ભૂલી જાય છે, માણસ મટી પશુ બને છે. જે કોઈ આ દારૂની બદીમાં ફસાય છે તે બધા હેવાન બની જાય છે. મારી નરી આંખે સ્ટીમરના કૅપ્ટનને દારૂ પીને ઓકેલામાં આળોટતો મેં જોયો છે. આવી બદીમાંથી મદ્યપાન કરનારને છોડાવવા સારુ પારસી ભાઈઓની મદદ માગી રહ્યો છું.

દારૂ પીનારાઓને મીઠુબહેને જોયા તેથી તેમનું હૃદય પીગળ્યું, અને માતા છોડી, ઘરબાર છોડયું અને દારૂનિષેધના કામમાં ઝંપલાવ્યું છે. પણ એક પારસણના ત્યાગથી આ કામ પૂરું ન થાય. આ કામ માટે તો પારસીમાત્રનાં હૃદય હલાવવાં પડશે. અને જરૂર જણાયે તેમની સાથે મારા જેવાએ સત્યાગ્રહ પણ કરવો પડશે. પારસી પાસે બુદ્ધિશક્તિ પડી છે. તે કરોડો રૂપિયા પેદા કરનાર છે, ઈશ્વરથી ડરનારા છે. જો આજથી દારૂનો વેપાર કરવો હરામ છે એમ સમજી પારસી પીઠાંવાળા દારૂનો ધંધો છોડી દે તો બીજા પીઠાંવાળા તેમની નકલ કરશે જ. જ્યારે ૨૫ કરોડ આમ બચાવી લઈશું ત્યારે કરોડો ગરીબોનાં ઘર આપણે સાજાં કર્યાં હશે. ત્યારે દેવતાઓ પુષ્પનો વરસાદ વરસાવશે. લોકોના હૃદયમાં પ્રવેશીને તમે દારૂ છોડાવ્યો હશે ત્યારે જે શક્તિ પેદા થશે તે શક્તિથી આપણને જે જોઈએ તે મળી શકશે.
(ન. જી. ૧૩-૪-૧૯૩૦)

## દારૂના વેપારીમાત્રને

એક પારસી ભાઈ લખે છે:

"આજ કેટલુંક થયાં પારસી છાપાંઓમાં એવી ચર્ચા થઈ રહી છે કે જ્યારે ગાંધીજી પારસીને દારૂનો ધંધો છોડી દેવાને વીનવે છે ત્યારે બીજી કોમોને એવું કેમ નથી કહેતા? અને જ્યારે પારસી દારૂવાળાઓ દુકાનો છોડે છે ત્યારે કાંઈક ચડતી જાતના હિંદુઓ તે લેતા જાય છે. આ વિષે કાંઈ લખશો?"

આ લખનારે મને ઐવડી તક આપેલી છે. કેમકે દારૂ વિષે હું હમણાં ઓછું લખું છું પણ ઓછું માનું છું એમ નથી. એ બતાવવાનો મને પ્રસંગ મળ્યો છે અને સાથે જ ગેરસમજૂતી દૂર કરી શકાય છે. છેલ્લી વસ્તુને પહેલી લઈએ. મેં કદી એમ કહ્યું નથી અથવા માન્યું નથી કે માત્ર પારસીઓએ જ દારૂનાં પીઠાં છોડવાં. મારી માન્યતા એવી છે કે બધી કોમોએ દારૂ વેચવાથી થતો આર્થિક લાભ જતો કરવો જોઈએ. પ્રમાણિકપણે કમાણી કરવાનાં બીજાં ઘણાં સાધનો છે કે જેને વિષે કોઈ કાંઈ ટીકા ન કરી શકે. એ છોડીને દારૂના ધંધામાં કોઈ પણ મનુષ્ય લાગી જાય ત્યારે મને દુ:ખ થયા વિના રહેતું નથી. મારા હાથમાં જો સત્તા હોય તો દારૂની એક પણ દુકાન હિંદુસ્તાનમાં રહે નહિ. દારૂ પીવાનો કોઈ હક નથી કે જેથી લોકોનો હક છીનવી લેવાનો ભય રહે. જેટલે દરજ્જે ચોરીનો ધંધો કરવો એ ગુનો

ગણાય છે તેટલે જ અંશે દારૂનો વ્યાપાર પણ ગણાવો જોઈએ. જો મેં પારસી ભાઈઓને ઉદ્દેશીને લખ્યું છે તો તેનો અર્થ એ જ કે તેઓમાં વધારે જ્ઞાન છે. તેઓની હું વધારે આશા રાખું છું. પણ નીચ કે ઊંચ કોઈ પણ હિંદુ અથવા બીજા કોઈ પણ દારૂનો ધંધો કરે એ મને પાલવે તેમ નથી.

હવે પહેલા પ્રશ્ન ઉપર આવીએ. દારૂની ખરાબી વિષે જે વિચારો મેં ૧૯૨૦–૨૧ માં જાહેર કર્યા તે જ આજે સંપૂર્ણતાએ કાયમ છે. જેમ જેમ હું વિચારતો જાઉં છું—અવલોકન કરતો જાઉં છું તેમ તેમ દારૂથી થતી હાનિઓ મને વધારેમાં વધારે ભયંકર લાગતી જાય છે. દારૂને લીધે જ કેટલાક ગુનાઓ તો થાય છે. એથી દારૂની બદી દૂર કરવાને સારુ જે કાંઈ યોગ્ય પગલાં લઈ શકાતાં હોય તે લેવા હું પોતે અધીરો થયેલો છું. પણ આપણી લાચારી એટલી બધી છે કે આપણે દારૂનિષેધ જેવાં સારાં કામો પણ ઝપાટાબંધ નથી કરી શકતા. લોકોને હું અહિંસામાર્ગ સમજાવી શકું તો આજે જ ફરી પાછો દુકાનોની ચોકી કરવાની હિલચાલ શરૂ કરી દઉં. પણ આજે તો આપણે તલવારબળને જ પૂજતા હોઈએ એમ જણાય છે. એવી સ્થિતિમાં જલદ કામ લેતાં હિંમત નથી થતી.

(ન. જી. ૨૦–૬–૧૯૨૬)

# ખંડ ૫

# સરકાર અને દારૂનિષેધ

"જ્યાં સુધી દારૂની બદી હિંદી પ્રજા ઉપર જોરજુલમથી લાદવામાં આવે છે ત્યાં સુધી, બ્રિટન હિંદના વહીવટ ઉપર પોતાનો જે કાબૂ રાખે છે તેમાં તેની દાનત અને મતિ સારાં છે તે વિષે હિંદી પ્રજાને સકારણ શંકા રહેશે."

(સ્કૉટલૅંડ ઇંટરનેશનલ ઑર્ડર ઑફ ગૂડ ટેમ્પલર્સના રામ્સે મેકડોનેલ્ડ અને શ્રી. બેનની આગળ કરેલા નિવેદનમાંથી)

## ઇજારાપદ્ધતિનું પોગળ

મદ્યના પ્રશ્નનો અભ્યાસ કરતો હું ત્રણચાર પૃથ્વીપ્રદક્ષિણા કરી આવ્યો છું. મેં કદી એવો દેશ નથી જોયો કે જ્યાંના કલાલો પોતાના પરના કાબૂના કાયદા પાળતા હોય. દારૂનિષેધના લાભાર્થે દારૂ વેચવો એ કોના જેવું છે? કરકસરના લાભાર્થે જુગારખાનાં ચલાવવા બરાબર; કૌટુંબિક જીવનની સમૃદ્ધિ અર્થે અનેક પત્નીની પ્રથાને યોગ્યતા આપવા બરાબર; અથવા બ્રહ્મચર્યની વૃદ્ધિને અર્થે વેશ્યાવાડા ચલાવવા બરાબર. આવી મૂર્ખ યોજનાઓ નથી કામ દેતી, નથી કદી દીધું અને નથી કદી દેનારી.

(પુસીફૂટ જોનસન)

# દારૂ અને સરકાર

## ૧

જેના સામાજિક અને ધાર્મિક આદર્શો પ્રજાથી જુદા છે એવું રાજ્ય દેશ ઉપર હોવું એ કંઈ જેવી તેવી આપત્તિ નથી. હિન્દુઓ જેને મહા પાપ ગણે છે, મુસલમાનો જેને એકદમ નાપાક ગણે છે એવું મદ્યપાન—તેને અંગ્રેજ સરકાર મનુષ્યમાત્રનો સ્વાભાવિક હક સમજે છે. હિન્દુસ્તાનમાં પ્રાચીન કાળમાં આ પ્રજાઘાતક વ્યસન નહોતું એમ નહિ, પણ હિન્દુ અને મુસલમાન રાજાઓએ તેનો સખત વિરોધ કરી પ્રજામાંથી મોટે ભાગે તે કાઢી નાંખ્યું હતું. પણ શરાબપ્રિય અંગ્રેજ લોકોએ પોતાની વિચિત્ર રાજનીતિથી પોતાની આવક સાથે આ વ્યસન પણ વધારી દીધું છે.

સરકાર ઉત્તેજન આપો કે ઉદાસીન રહો, આપણે તો ઉદાસીન ન જ રહી શકીએ. રાજદ્વારી લડતના દિવસોમાં પણ આપણે આ પ્રજાશુદ્ધિનું કામ પડતું ન મૂકી શકીએ. પીઠાં ઉપર પહેરો ભરવો એ એક આકરો ઇલાજ છે. તે આપણે હમેશાં અખત્યાર ન કરી શકીએ. પણ દેશસેવકોએ ઘેર ઘેર જઈ જ્યાં દારૂની બદી જણાય ત્યાં તેની સામે ઉપદેશ કરવો જોઈએ અને દારૂનો ભોગ થઈ પડેલા આપણા દુર્દૈવી ભાઈઓને તેમાંથી છૂટવામાં મદદ કરવી જોઈએ.

ખાદીના રચનાત્મક કાર્ય જેટલી જ આમાં પણ ધીરજ આવશ્યક છે. પણ એ ધીરજ કેળવનાર સ્વયંસેવકો જ સ્વરાજના આધારસ્તંભ થશે.

( ન. જી. ૨૭–૭–૧૯૨૨ ) કાકા કાલેલકર

## ૨

સને ૧૯૧૨ માં હિન્દુસ્તાનના પ્રધાન આગળ ચાલુ આબકારી ધોરણમાં ફેરફારોની સૂચના કરવા માટે સજ્જનોનું એક મંડળ ગયું હતું, તેમાં ચિરસ્મરણીય મરહૂમ ગોખલે પણ હતા. ગોખલેએ એ વેળા પોતાનો અભિપ્રાય દર્શાવ્યો હતો કે સરકારનું આબકારી ધોરણ જ એવું છે કે દરેક અમલદારની મહેસૂલ વધારવા તરફ જ દૃષ્ટિ રહે. આ મંડળની સૂચના ધ્યાનમાં લઈ પ્રધાને કેટલીક ભલામણો કરી હતી. તે ભલામણો દરેક પ્રાંતના આબકારી ખાતાંના વડાની ઉપર અભિપ્રાય માટે મોકલવામાં આવી હતી, અને તેની ઉપર ટીકા કરતાં તેઓએ તેને ગીધની માફક ચૂંથી નાંખી હતી, તથા ગોખલેના ઉપર જણાવેલા અભિપ્રાય સામે પણ સખત રોષ જાહેર કર્યો હતો. ત્યારપછી અત્યારસુધી સરકાર કહેતાં થાકતી જ નથી કે, સરકારનો હેતુ દારૂના વ્યસનીઓને દારૂ ઓછો પીતા કરવાનો અને ન પીનારાઓને પીતા અટકાવવાનો છે.

સરકારના હેતુ આવા શુભ છતાં વસ્તુસ્થિતિ શી છે તે તો થોડાક આંકડા જોવાથી જણાઈ જશે. સને ૧૮૮૦ માં આબકારી મહેસૂલ ૩ કરોડ હતું તે વધી ૧૯૧૮–૧૯ માં ૧૮ કરોડ થયું! ગામઠી દારૂનો વાપર ૧૯૦૧–૦૨ માં પંજાબમાં ૨ લાખ ગૅલન જેટલો હતો તે ૧૯૧૧–૧૨ માં વધીને ૫ લાખ ગૅલન જેટલો થયો, મધ્ય પ્રાંતમાં ૨ લાખ ગૅલન જેટલો હતો તે વધીને ૧૦ લાખ ગૅલન થયો, વાયવ્ય પ્રાંતમાં ૧૨ લાખ ગૅલન જેટલો હતો તે વધીને ૧૫ લાખ ગૅલન થયો છે, મદ્રાસમાં ૮ લાખ ગૅલન જેટલો હતો તે વધીને ૧૬ લાખ ગૅલન, બંગાળામાં ૬ લાખથી વધીને ૧૮ લાખ ગૅલન, અને મુંબઇમાં ૧૭ લાખથી વધીને ૨૯ લાખ ગૅલન થયો! દારૂબાજીથી થતા ગુનાની સંખ્યા મુંબઈ પ્રાંતમાં સને ૧૯૧૦–૧૧ માં ૫૦૨૭ હતી, તે ૧૯૧૮–૧૯ માં ૬૯૬૨ થઈ હતી. પ્રગતિશીલ રાજ્યની પ્રગતિનો આ કેવો જબરો પુરાવો છે!

પણ મહેસૂલ વધ્યું તે તો કર વધારવાને કારણે વધ્યું, લોકો વધારે ધનવાન થવાને લીધે વધ્યું, પાક બહુ સરસ પાકે છે તેથી વધ્યું, વસ્તી વધતી જાય છે તેથી વધ્યું, આવું આવું સરકાર કહે છે. કર વધારવાના કારણ સિવાયનાં કારણો તો મૂરખને પણ ગળે ઊતરે એવાં નથી. ગમે તેમ હોય; 'અમારી નીતિ તો વ્યસનીનાં વ્યસન ઓછાં કરાવવાની અને વ્યસન વિનાનાને વ્યસનમાં પડતા અટકાવવાની છે' એમ સરકારે દીધે જ રાખ્યું. અને આ આત્મશુદ્ધિની લડત ન આવત તો સરકારની એ નીતિનું પોગળ પૂરું ઉઘાડું પડતાં હજી કેટલો કાળ વીતત તે પ્રભુ જાણે. સરકારનો શુભ હેતુ તો અસહકારીઓના દારૂનિષેધથી બરોબર બર આવે એમ હતું. છતાં દારૂનિષેધવાળાઓની ઉપર કામો તો ચાલી જ રહ્યાં છે, દારૂનિષેધવાળાઓને સતાવવા, હેરાન કરવાના પ્રયત્ન પણ ચાલી જ રહ્યા છે તે શા સારુ હશે?

પણ સરકારની સાધુતાનો દાવો કરનાર સર વિલિયમ વિન્સેન્ટ તો કહે છે કે સરકાર માત્ર તોફાની દારૂનિષેધકો સામે જ પગલાં લે છે અને લેશે. અને સુરતના કલેકટર જેવા અમલદારો જાહેર ભાષણોમાં દારૂનિષેધની તરફેણમાં ઠીક ઠીક બોલે છે. પણ હકીકત જુદી જ કથા કહી રહી છે. અમદાવાદમાં દારૂનિષેધની હિલચાલ ચાલી રહી છે. તેને અટકાવવાની સરકારની યુક્તિઓ સિદ્ધ કરી આપે છે કે સરકારની નીતિ મહેસૂલ વધારવાની જ નહિ, પણ દારૂબાજી વધારવાની છે. રા. ગણેશ વાસુદેવ માવલંકર એ હિલચાલના અમદાવાદને લગતા અઠવાડિક હેવાલો નિયમિત બહાર પાડી રહ્યા છે. તેમાંથી કેટલીક મહત્વની હકીકત ઉપલા કથનના ટેકામાં અહીં ટાંકું છું.×

---

× આવી જ હકીકત આજે પણ જિલ્લે જિલ્લેથી મળી આવે છે. ૧૯૨૧ ના આ લેખમાં જણાવેલી સ્થિતિ આજે પણ મોજૂદ છે. —સંપાદક

(૧) કેટલેક ઠેકાણે તો કાયદો બાજૂએ મૂકીને પીઠાવાળાઓ તરફથી કામ લેવામાં આવે છે. બાળકોને બાટલી ભરી દારૂ આપવો નિયમવિરુદ્ધ હોવા છતાં અપાય છે. એવા એક બાળકને પોલિસને બતાવી તેની નોંધ લેવાનું જણાવતાં પોલિસે તે કબૂલ કર્યું, પણ આબકારી ઇન્સ્પેકટર આવીને સ્વયંસેવકની પેલા બાળકને અયોગ્ય રીતે રોકવા માટે જડતી લેવા બેઠા.

(૨) કેટલે ઠેકાણે દુકાન બહાર દૂર જગ્યાએ દારૂ લઈ જઈ છૂટક વેચવામાં આવે છે.

(૩) દરિયાપુર પીઠાંવાળાના બાબર નામના નોકરને બાટલી ભરી દારૂ પીઠા બહાર લઈ જતાં રા. માવલંકરે પોતે જોયો હતો.

(૪) તા. ૧૮-૪-૨૧ ને રોજ ભાડૂતી ગાડી નં ૫૧૨ માં ટોપલીમાં દારૂના સીસા ભરી બહાર લઈ જવામાં આવ્યાની ચોક્કસ ખબર ત્યાંના સ્વયંસેવકો તરફથી મળી છે.

(૫) ચૂડીઓળ પીઠે મંગળ ફકીરા નામના નાની વયના છોકરાને દારૂ વેચવામાં આવ્યો હતો,

(૬) દરિયાપુર પીઠાના માલેક તરફથી કેટલીક બાટલીઓ લઈ જતાં પોલિસને બતાવવામાં આવી હતી.

(૭) કોઈ પણ માણસને સ્વયંસેવક સમજાવતો હોય તેને પીઠામાંના માણસો આવી હાથ પકડીને અંદર લઈ જાય છે. પોલિસના અને સી. આઈ. ડી. ના માણસો આ નિરાંતે બેઠા જોયાં કરે છે.

(૮) તા. ૨૪-૪-૨૧ ને રોજ મોતિયા ઠાકરડા નામના માણસે જમાલપુર પીઠાવાળા સાથે કેટલીક વાતો કર્યા પછી ભૂલા નામના સ્વયંસેવકને લાકડીથી માર માર્યો.

(૯) રાયપુર પીઠાવાળાએ એક નાગર કોમના દારૂડિયાને તથા એક વકીલના ગુમાસ્તાને હસ્તક કર્યાં છે એમ લાગે છે. આ લોકો દારૂ પીવા આવી પીઠા પાસે ઊભા રહી તોફાન કરે છે અને બીભત્સ બોલે છે, અને કોઈ કોઈ વાર સ્વયંસેવકને તમાચો પણ મારે છે. છતાં પોલિસ પોતાનું તટસ્થપણું બરાબર જાળવી શકે છે.

આ તો સંપૂર્ણ પુરાવાવાળા દાખલાઓ છે, અને તેયે નમૂના દાખલ આપેલા છે. દારૂના વ્યસનને ઉત્તેજન આપવા માટે કાયદા–વિરુદ્ધ વર્તન કરતાં પણ સરકારનાં માણસો અચકાતાં નથી એ સરકારની નિર્લજ્જતા અને વિપરીત બુદ્ધિની પરિસીમા સૂચવે છે. સ્વયંસેવકોની તો ફરજ ચોખ્ખી જ છે. ગેરકાયદે વર્તનાર સરકારને કાયદેસર વર્તવાની ફરજ પાડવાનું કામ તેમનું નથી, માત્ર પોતાની સાવધાનતા અને શાંતિ છે તેથી પણ વધારવાની જરૂર છે. આવી નિર્લજ્જતાની પરિસીમાએ પહોંચેલી સરકાર સાથે અસહકાર ન કરવો જોઈએ, અથવા બંધ કરવો જોઈએ એવું કહેનારાઓને તો શું કહેવું ?

(ન. જી. ૧૫–૫–૧૯૨૧) મ. હ. દેશાઈ

# નીતિનાશક રાજ્ય

થોડા દિવસ ઉપર શ્રી. વલ્લભભાઈ અને મારે સુરતના કલેકટરને મળવાનું થયું. ગયા હતા તો બીજી જ વાતની ચર્ચા માટે, પણ તેમણે ભલમનસાઈથી દારૂતાડીનિષેધની હિલચાલની વાત કરી. જુલમ કે અત્યાચારની સામે જેટલી સરકાર છે તેથી વધારે અમે છીએ એમ જાણીને કલેકટરે કહ્યું: 'ત્યારે તો તમે મારા જાહેર-નામાને ટેકો આપો છો.' વલ્લભભાઈએ કહ્યું: 'તમારા જાહેર-નામાને નહિ, પણ શાંતિને ટેકો આપીએ છીએ. તમારા જાહેરનામાના પહેલા ભાગમાં એમ લખો કે દારૂતાડી પીવા સામેની હિલચાલ તો ચાલવા જેવી છે, દારૂએ તો લોકોનું સત્યાનાશ વાળ્યું છે, અને એ બદીનો સદંતર નાશ થવો જોઈએ, પણ એ હિલચાલમાં કોઈના ઉપર બળાત્કાર વાપરવામાં આવવો ન જોઈએ, તો એ જાહેરનામામાં હું સહી દઉં.' કલેકટરની પાસે જવાબ નહોતો. તેમણે તો ખજૂરાં કપાવવાની શરૂઆત કરનાર તરીકે મારી ઓળખાણ કાઢી, જાણે ખજૂરાં કાપી નાંખવાં એ ગુનો હોય ના! મેં એમને સંભળાવ્યું: 'તમને ખબર ન હોય પણ અગાઉના અનુભવી અમલદારોએ એ ઝાડોને નિર્મૂળ કરવાની જ વાત કરી છે.' તેમને આશ્ચર્ય થયું. થાય જ. સંભવ છે કે ૧૮૫૭થી માંડીને સરકારે પ્રજાને ઉદ્દેશીને જે જે વચનો આપ્યાં છે અને જેનો ભંગ જ થતો આવ્યો છે તેની પણ આજના સિવિલિયનોને ખબર ન હોય. આજે તો સરકાર સમજે છે કે તેના રાજ્યનો એક પાયો દારૂ ઉપર રચાયલો છે, અને દારૂ નાબુદ થાય તો તેટલે અંશે રાજ્યનો નાશ થાય. એટલે નિર્લજ્જ રીતે દારૂ અને દારૂડિયાની રક્ષા કરી રહી છે. "દારૂની દુકાને કે તાડીને માંડવે પીવા જનારાઓને અટકાવવાના, તેમના પર હુમલો કરવાના, તેમને ધમકી આપવાના, દારૂતાડી પીવામાંથી, ઝાડો છેદવામાંથી અગર છેદવાને બીજાને આપવામાંથી

અગર પોતાની સામે આવાં ગેરકાયદેસર કૃત્યો કરવામાં આવે ત્યારે ફરિયાદ કરવામાંથી લોકોને અટકાવવાના" ગુના સંબંધી કલેકટરે "જાહેરખબર" કાઢી છે. પીઠાંવાળાઓએ ફરિયાદ કરી અને તે ઉપરથી કલેકટરે આ જાહેરખબર કાઢી. લાખો માણસો સરકારને એવી ફરિયાદ સંભળાવે કે અમારે દારૂનાં પીઠાં નથી જોઈતાં, તાડીના માંડવા નથી જોઈતા, દારૂતાડીનું નામ નથી જોઈતું તો તેની દાદ દેવાની સરકારને પડી નથી; પણ દારૂના ઇજારદારની ગમે તેવી ફરિયાદનું ઓઠું લઈ, દારૂનિષેધની ચળવળમાં દરરોજ આગળ ધપી રહેલી ગરીબ કોળી કોમને દબાવી ડરાવી દારૂની બદીમાં ડૂબેલી રાખવાને સરકાર ઇચ્છતી હોય એવી ગંધ આવે છે. આનું કારણ તો દેખીતું છે. ૨૫ કરોડનું મહેસૂલ દારૂમાંથી થાય છે તેને જરાય આંચ આવે એ સરકારને માટે અસહ્ય છે. પણ જે દિવસે ૨૫ કરોડનું મહેસૂલ નહોતું, અરે જ્યારે એક કરોડનું પણ નહોતું તે દિવસે સરકારના અમલદારોને દારૂતાડીની કેટલી ચીડ હતી, ખજૂરાં નાબૂદ થાય એવી તેમની ઇચ્છા કેટલી તીવ્ર હતી, અને સરકારે લોકોને દારૂડિયા બનવા દઈ પાપનો પોટલો ન બાંધવો જોઈએ એ બાબત તેમની કેટલી કાળજી હતી એ જાણવા જેવું છે.

સૌથી પ્રથમ ૧૮૪૮ના રેવન્યુ સુપરિન્ટેન્ડેન્ટ કેપ્ટન વિંગેટના ઉદ્ગાર ટાંકશું :

"ડૉ. ગિબસને જે ખજૂરાંની વાત કરી છે તે ખજૂરાં છેદવાથી જે રસ નીકળે છે તે એક માદક દારૂ છે. . . . આ મહેસૂલ જ એવી જાતનું છે કે એને જેટલું વધારવું હોય તેટલું વધારી શકાય. એ કરવાને માટે એટલું જ કરવાની જરૂર છે કે એ પીણું વેચવાની જગ્યા થોડી વધારી દો, થોડી સગવડ વધારે કરી આપો, એટલે પછી મહેસૂલ એટલું ઝપાટાબંધ વધતું જશે કે તેના વેગની બરોબરી માત્ર લોકોની અનીતિથી જ થઈ શકશે. અને જો આ ખજૂરાંનો નાશ થવાથી આ કેફી પીણું પીતા લોકો અટકશે તો

મને ખાતરી છે કે સરકાર એ બંદી અટકાવવાને માટે કોઈ પણ ઉપાય લેતાં અટકશે નહિ . . . પણ લોકોની નીતિના નાશ ઉપરાંત બીજાં પણ ઘણાં કારણો છે કે જેથી આ ઝાડોનો નાશ કરવાનો પ્રતિબંધ સરકારે રદ કરવો જોઈએ. . . . ઉત્તમ ખેતીનો પણ ખજૂરાં નાશ કરે છે. . . . કોડ તાલુકાની કેટલીયે વાડીઓ અને શેરડીનાં ખેતરો ખજૂરાંએ બગાડયાં છે. એ ખેતરોની બરોબર ખેડ કરવી હોય તો ખજૂરાં બધાં સાફ કરી નાંખવાં જોઈએ. આ વિભાગોમાં આ ઝેરી ઝાડોનું જંગલ તો સાફ કરી નાંખવામાં આવ્યું છે અને સુંદર ખેડ થાય છે એ બહુ રૂડી વાતથી મને કેવળ આનંદ જ થયો છે, અને સરકારને પણ થશે એવી મારી ખાતરી છે."

આ પત્ર ઉપર શેરો કરતાં રેવન્યુ કમિશનર ટાઉનશેન્ડે ૧૮૪૯ના ફેબ્રુઆરીમાં લખ્યું હતું :

"આ ખજૂરાંનો નાશ થાય તો જરાય દિલગીર થવા જેવું નથી એવા સરવે સુપરિન્ટેન્ડન્ટના અભિપ્રાય સાથે હું સંપૂર્ણપણે મળતો થાઉં છું. આ ઝાડો જ્યાં બહુ ઊગે છે ત્યાં પ્રજાનું તે કેટલું સત્યાનાશ વાળે છે એ બતાવનારા સુપરિન્ટેન્ડેન્ટના અભિપ્રાયમાં મારે કશું ઉમેરવાનું રહેતું નથી."

આ પછી સને ૧૮૬૫માં કેપ્ટન પ્રેસકોટે ગુજરાતના તાલુકાઓની પહેલવહેલી સરવે અને જમાબંધી કરી. તે વેળા તો ખજૂરાં વધવા લાગ્યાં હતાં. એટલે ૧૮૬૫ના એક રિપોર્ટમાં કેપ્ટન પ્રેસકોટ લખે છે :

"જ્યાં બની શકે ત્યાં સરકારે આ તાડી ઉત્પન્ન કરનારાં ઝાડોની સાથેનો પોતાનો સંબંધ છોડવો જ ઇષ્ટ છે. . . . પ્રદેશમાં ખજૂરાંનાં ઝાડ જેટલાં વધતાં જશે તેટલું દારૂડિયાપણું વધતું જશે. આ નીતિનાશક ઝાડોનો નાશ કરીને તે જે જમીન ઉપર ઊગે છે તે જમીનનો સદુપયોગ થાય તો સારું. આ ઝાડો

લોકોને જ સોંપી દેવામાં આવે તો પછી એ ખજૂરાં છેદવા આપીને લોકોમાં દારૂડિયાપણું વધારવું કે એનો નાશ કરીને જમીનને સુધારવી એ લોકોને શિર રહેશે. કાંઈ નહિ તો સરકાર અનીતિ પોષે છે એ આરોપ તો તેમને માથેથી ઊતરશે."

આ પત્ર ઉપર શેરો કરતાં કલેકટર રૉબર્ટસન લખે છેઃ

"વાડાની જમીનવાળાને આ બધાં ઝાડોના નાશ કરવાનો હક આપવો જોઈએ એવી મારી સૂચના છે. . . . દારૂની બદી અને તેમાંથી નીપજતી અનીતિ અટકાવવાનો સરકારનો ધર્મ છે (જોકે દારૂની બદી અટકાવવામાં સરકારને લાભો પણ રહેલા છે જ), કારણ જ્યાં દારૂ છે ત્યાં અનીતિ છે જ. ખાસ કરીને ચીખલીના અને બારડોલીના પૂર્વના પ્રદેશ જ્યાં ગરીબ લોકોની બધી મહેનતનું ફળ દારૂતાડીમાં તણાઈ જાય છે, અને તેઓ ગરીબી, અનીતિ અને અધોગતિમાં ડૂબતા થાય છે, ત્યાં સરકારનો એ ખાસ ધર્મ થઈ પડે છે. એટલે આવાં બધાં ઝાડોનો નાશ કરવામાં આવે એવો હુકમ તુરત કાઢવામાં આવે એવો મારો દૃઢ આગ્રહ છે. સરકારને એ ઝાડો કીમતી છે એમ ન જ કહેવાય, અને ગરીબ લોકોને માટે તો એ ઝાડો સત્યાનાશ વાળનારાં છે."

સને ૧૮૬૬માં કંપટન પ્રેસકોટ ચોર્યાસી તાલુકો જ્યાં આ ઝાડો પુષ્કળ છે તે વિષે લખતાં કહે છેઃ

"ખજૂરાં ઊગવા દેવાથી જમીનનો નાશ થાય છે અને દેશને ખજૂરાંથી ફાયદો થવાને બદલે દેશના હિતમાં દરેક રીતે એ ઝાડો હાનિકર્તા છે, અને દરેક યોગ્ય ઉપાયે એ ઝાડો ઊગતાં અટકાવવાની સરકારની ફરજ છે."

૧૮૭૨માં એ અમલદારના ઑસિસ્ટંટ મિ. ફરનાન્ડીઝ જેમને મહેસૂલની જ પડી હતી, લોકોની નીતિની બહુ પડી નહોતી તે પણ લખે છેઃ

"આ ચોધરાના દુ:ખનું મૂળ દારૂની બદી છે, અને જો તેમને અધોગતિમાંથી ચડાવવા હોય તો તેમને દારૂતાડી મળવાનાં સાધન ઓછાં કરવાં જોઇએ. . . . તાડીનાં હજારો ઝાડોએ આ લોકોને માટે દારૂડિયા બનાવવાનું સહેલું કરી મૂકયું છે. . . એમના ઉદ્ધારનો એક જ માર્ગ એ છે કે એમને દારૂતાડી મળવાનાં સાધન બંધ કરવાં અને તેને જેટલીવાર જોઈએ તેટલીવાર તે મળવામાં જેટલી મુશ્કેલી નાંખી શકાય તેટલી નાંખવી."

દારૂતાડીની બદી નાશ કરવાને માટે એ ઝેરી પીણું પૂરું પાડનારાં ઝાડનો નાશ ઇચ્છનારા અમલદારો કયાં અને આજે દારૂ પીવાનાં સાધન અને સગવડ વધારવાની તજવીજ કરનારા અમલદારો કયાં ? થોડાંક વર્ષોમાં તો એ ઝાડો સરકારને માટે દૂઝણી ગાય થઈ પડયાં એટલે એ ઝાડોને અમર રાખવાની તરફેણવાળા ઍંડરસન જેવા અમલદારો પણ આવવા લાગ્યા. આજે હવે મહેસૂલ આગળ સરકાર આંધળી છે. એ ઝાડો લોકોની નીતિનું કેટલું નિકંદન વાળી રહ્યાં છે એ સરકાર જાણે છે, પણ આજે તો 'દારૂ ન પીતા હોય તેને માટે દારૂતાડી પીવાની લાલચ ઓછામાં ઓછી કરવી અને પીનારા વધારે પડતું ન પીએ એવી તજવીજ કરવાની' સરકારની નીતિ છે એટલું જાહેર કરવા પૂરતી જ સરકારની નીતિ રહી છે. દારૂનિષેધની હિલચાલને ચૂરી નાંખવાને માટે, જે ગરીબોના હિત માટે જૂના અમલદારોની આંતરડી કકળતી તે જ ગરીબોની આત્મશુદ્ધિની હિલચાલ ચૂરી નાંખવાને માટે, સરકાર આજે જે પગલાં લઈ રહી છે તેમાં સરકારની નીતિનાશકતા સ્પષ્ટ દીસી આવે છે.

પણ સરકારની 'નીતિ' ગમે તે હોય, અનીતિનો નાશ કરવાની ટેક લેનારી પ્રજા એકે પગલામાં પાછી ન પડે, અને એ ઝેરી ઝાડના નાશને માટે જૂના, અનુભવી અને તટસ્થ અમલદારો જે કહી ગયા છે તેનો તુરત અમલ કરે.

(ન. જી. ૧૬-૨-૧૯૩૦) મ. હ. દેસાઈ

# આબકારી નીતિ

દારૂ તથા કેફી ચીજોની આવક પણ ગરીબ વર્ગ પાસેથી જ મળે છે. એ પ્રજાનાં આરોગ્ય અને નીતિ બંનેનો જડમૂળથી નાશ કરે છે. વ્યક્તિગત સ્વાતંત્ર્યના જુઠ્ઠા બહાના તળે તેનો બચાવ કરવામાં આવે છે; પણ સાચી વાત તો એ છે કે એમાંથી ઊપજતી આવક માટે જ એ ખાતાં નિભાવેલાં છે. ઈ. સ. ૧૯૧૯ના સુધારા દાખલ કરનારાઓએ ચતુરાઈથી એ કરની આવક ચૂંટાયેલા ગણાતા મંત્રીઓના ખાતામાં નાંખી દીધી, જેથી કરીને સંપૂર્ણ દારૂનિષેધ કરવાથી થનારું આર્થિક નુકસાન તેમને જ ખમવું પડે, અને એ રીતે દેશનું હિત કરવાનું શરૂઆતથી જ તેમને અશક્ય થઈ પડે. જો કમનસીબ મંત્રી આ આવક જતી કરે તો તેને કેળવણીખાતું પણ બંધ કરવું પડે, કારણ કે હાલના સંજોગોમાં દારૂને બદલે આવકનું બીજું સાધન નિર્માણ કરવું તેને માટે શક્ય નથી. આમ ઉપરથી કરનો બોજો ગરીબને કચડે છે એટલું જ દુઃખ નથી, પણ પોતાની આવકમાં પૂર્તિ કરનારો જે મુખ્ય ધંધો (રેંટિયાનો) તેની પાસે રહ્યો હતો તેનો નાશ કરી, તેની ધનોત્પાદનની શક્તિયે ઝૂંટવી લેવામાં આવી છે.

(ન. જી. ૯-૩-૧૯૩૦)

(૨)

દારૂનાં જ્યાં પીઠાં ન હોય ત્યાં પેદા કરી સરકારે ગરીબ પ્રજા આગળ દારૂની એવી જાળ ગોઠવી દીધી છે કે તેમાં ગરીબ, કંગાલ ગામડિયાઓ ફસાઈ પડ્યા છે, અને આમ કરીને ગામડાંનું સરકારે સત્યાનાશ વાળ્યું છે. દારૂ જેવી ઝેરી વસ્તુના કાંઈ ઇજારા અપાતા હશે? દારૂ તો કદાચ દવા તરીકે વાપરવાની વસ્તુ હોય અને તે તો જો જોઈતો હોય તો સરકારની તિજોરીમાંથી નીકળી શકે એવી વસ્તુ ગણાવી જોઈએ.

(ન. જી. ૩૦-૩-૧૯૩૦)

# દારૂ દ્વારા કેળવણી

૧

હું કહું છું કે આપણી કેળવણીના પૈસા દારૂના પીઠામાંથી આવે છે. આબકારી ખાતું બંધ કરવાનું આપણે કહીએ તો કહેશે કે તેના પૈસા વિના નિશાળો બંધ કરવી પડશે. દારૂના પૈસામાંથી ભણેલા આપણા વકીલો, બેરિસ્ટરો, વિદ્વાનો દેશનું શું ઉકાળવાના છે?

( ન. જી. ૭-૧૧-૧૯૨૦ )

૨

દારૂ અફીણ ઇત્યાદિના વેપારની આવકમાંથી આપણાં બાળકો આજે ભણે છે, એ પ્રજાએ ધ્યાનમાં રાખવું જોઈએ. આપણા નીતિના વિચારો મોળા ન પડયા હોય તો આપણે આ વિષે પૂરો ખ્યાલ રાખીએ ને આપણાં બાળકોને પાપી પૈસાની આવકમાંથી કેળવણી ન દઈએ. ગમે તેમ હો, સ્વરાજ મળ્યે એ ઉપજ ઉપર તો મીંડું વાળવું જ છે. દારૂ ઇત્યાદિનો વેપાર આપણે નહિ જ કરીએ. પ્રજા નવો કર સહન કરી શકે તેમ નથી એ આપણે જાણીએ છીએ. કરો તો આપણે ઊલટા ઓછા કરવા પડશે. છતાં આજે અપાય છે તેના કરતાં ઘણાં વધારે બાળકોને આપણે કેળવણી આપવી પડશે. આ કામ મેં સૂચવ્યા છે તે ઉપાયથી જ થઈ શકે તેમ છે. ફી ન લેવી, કર વધારે ન લેવો ને ઉત્તમ કેળવણી આપવી. આમ રેંટિયાનો ઉદ્યોગ દાખલ કરીને આપણે 'એક પન્થ દો કાજ' કરી લઈએ છીએ.

( ન. જી. ૮-૫-૧૯૨૧ )

## ૩

જો સત્તર કરોડની કમાણી ઉપર પાણી ફરે તો આપણી કેળવણીનું શું? કેમકે સરકાર કહે છે તે આપણે પણ વગર વિચાર્યે માની લઈએ છીએ કે દારૂની કમાણીમાંથી જ આપણી કેળવણી ચાલે છે. જો આ વાત ખરી હોય તો હું એમ જ કહું કે આપણને સરકારની કેળવણી બેવડી રીતે ત્યાજ્ય થઈ પડી. એક કારણ તો સરકારની સામાન્ય રાક્ષસી નીતિ અને બીજું પાપની કમાણીમાંથી મળતી કેળવણી. શું આપણે આપણાં બાળકોને દારૂઅફીણની આવકમાંથી ભણાવીને પવિત્ર કેળવણી આપી શકીશું? જે પ્રકારે ધન મળે તે પ્રકારનું તે પરિણામ આપે. શરાબનાં પીઠાંવાળો આપણાં બાળકોને કેળવણી આપે તો આપણે કોઈ રીતે તેનાં પીઠાં બંધ કરી શકીએ ખરા?

સરકાર શા સારુ દારૂની ઊપજ કેળવણી ખાતે જમે કરે? શા સારુ જમીનમહેસૂલ કેળવણી ખાતે જમે ન કરે? દારૂની કમાણી ભલે લશ્કર ખાતે જમે કરે ને તે બંધ થાય એટલે લશ્કર તેટલું ઓછું થાય. સ્વરાજ મળશે ત્યારે આપણે કંઈ લશ્કર પાછળ કરોડોનું ખરચ નથી કરવાના. સત્તર કરોડ રૂપિયા તો લશ્કરના ખર્ચમાંથી સહેજે બચાવી શકાય તેમ છે. એટલે શરાબઅફીણની આવક જતાં આપણે ભયભીત ન જ થઈએ.

(ન. જી. ૨૭-૩-૧૯૨૧)

# દારૂનિષેધની શરત

મુંબઈના ગવર્નરે ભરૂચની અંજુમનને સાફ સાફ સંભળાવી દીધું છે કે જો તેઓ દારૂનિષેધ થાય એમ માગતા હોય તો દારૂમાંથી આવતા મહેસૂલની ખોટ પૂરી પાડવાને તેમણે મહેસૂલનાં બીજાં સાધન શોધી કાઢવાં જોઈએ. એટલે કે દારૂનું અનિષ્ટ અટકાવવાની સાથે સરકારને કશી લેવાદેવા નથી. લોકો દારૂડિયા મટી નીતિવાન થાય અને તેમાં સરકારને મહેસૂલની જે ખોટ જાય તે પૂરી કરી આપવાની ફરજ સુધારકની ! એટલે દારૂનિષેધક મંડળોને દારૂનિષેધ જલદી કરવો હોય તો, મુંબઈના ગવર્નર જેમનો જવાબ આ બાબતમાં હિંદુસ્તાન સરકારની નીતિ પ્રગટ કરે છે, તેનો જવાબ શો આપવો તેનો તેમણે વિચાર કરવો પડશે. જે કર ભરનારના ઉપર અત્યારે પણ કર ભરવાનો અસહ્ય બોજો છે તેની પાસેથી વધારે કર લેવો એને હું કેવળ અન્યાય માનું છું. દારૂનિષેધ ખર્ચ કમી કરીને જ કરી શકાય. કમી કરી શકાય એવો ખર્ચ લશ્કરી ખર્ચ છે. પણ આ મત સાચો હોય કે ન હોય, મુંબઈના ગવર્નરે જે મુશ્કેલી બતાવી છે તેનો શો જવાબ આપવો એ વિષે પોતાનું ધોરણ દારૂનિષેધકોએ નક્કી કરી લેવું જ જોઈએ.

( ન. જી. ૧૪–૨–૧૯૨૬ )

# સંપૂર્ણ દારૂનિષેધનો એક જ રસ્તો

દારૂનિષેધને માટે કલકત્તાના દારૂનિષેધક મંડળના એક ભલા પાદરી મિ. ઍંડરસનના પ્રયાસથી દિલ્લીમાં એક દારૂનિષેધ પરિષદ થઈ હતી, જેના પ્રમુખ દીવાન બહાદુર રામચંદ્રરાવ હતા. દીવાન બહાદુરે દારૂથી દેશને થતી આર્થિક અને નીતિની હાનિનું હૃદયદ્રાવક ચિત્ર ચીતર્યું હતું. દેશમાં સંપૂર્ણ દારૂનિષેધની સામે થાય એવો એક પણ પક્ષ નથી એમ જણાવ્યું હતું. પણ એ પરિષદ મહત્ત્વના ઠરાવ નથી પસાર કરી શકી. પરિષદે તો માત્ર ઠરાવ કર્યો કે વડી સરકાર અને સ્થાનિક સરકારને સંપૂર્ણ દારૂનિષેધ એ પોતાની આબકારી નીતિનું ધ્યેય છે એમ સ્વીકારાવવાનો આગ્રહ કરવો. ગાંધીજી આના ઉપર ટીકા કરતાં લખે છેઃ

“આ સ્વીકારવામાં આ સરકારોને કશી અડચણ નથી પડવાની. બધા પક્ષો અને હિંદુસ્તાન સરકાર સુદ્ધાં સ્વરાજને ધ્યેય તરીકે સ્વીકારે જ છે તો! પણ હિંદુસ્તાન સરકાર માટે તો એ અપ્રાપ્ય એવું દૂરનું ધ્યેય છે, મહાસભા માટે એ તત્કાળ પ્રાપ્ત કરવાનું ધ્યેય છે. સંપૂર્ણ દારૂનિષેધને ધ્યેય તરીકે સ્વીકારીને સરકાર તેને અપ્રાપ્ય ધ્યેય તરીકે સુખે રાખી મૂકે તો તેમને કોણ ના પાડે?”

પરિષદે બીજો ઠરાવ એ કર્યો કે અમુક પ્રાંતોમાં ઐચ્છિક દારૂનિષેધના કાયદા કરી લોકોની ઇચ્છા શું છે તેનો નિર્ણય કરવાની સરકારને ભલામણ કરવી. સર રોપર લેજબ્રિજ જેવા જે ૧૮૯૦માં જોઈ શકેલા તેનો આજે પાંત્રીસ વર્ષ પછી નિર્ણય કરવાનો હજી બાકી રહ્યો?

પણ મુશ્કેલી જ બધાને મહેસૂલની નડે છે. પરિષદના પ્રમુખે પણ એ મુશ્કેલી કબૂલ કરી, અને મિ. ફર્ગ્યુસન પણ એ જ મુશ્કેલી લાવીને ઊભા રહ્યા છે. ગાંધીજીએ એ મુશ્કેલી વિષે આ પ્રમાણે લખ્યું છેઃ

"આપણે મૂર્છિત દશામાં ન હોત તો આવા દૂષિત મહેસૂલમાંથી આપણાં બાળકોને કેળવણી અપાય છે તે કેળવણી લેવાની આપણે બંધ કરત. આ પાપમાંથી ઉત્પન્ન થયેલું મહેસૂલ અટકે તો બીજો કર કાંઈક નાંખવો જોઈએ એમ મિ. ફર્ગ્યુસન કહે છે. મારા ધારવા પ્રમાણે બિલકુલ નવો કર નાંખવાની જરૂર નથી—માત્ર સરકારે જે ભયંકર લશ્કરી ખર્ચ રાખ્યો છે તે ખર્ચ બંધ કરવો જોઈશે. આ ખર્ચ કાંઈ બહારથી આવતા હુમલા સામે નથી રાખવામાં આવતું, કેવળ દેશમાં સળગી ઊઠતા દાવાનળને દબાવવાને માટે રાખવામાં આવેલું છે. એટલે સંપૂર્ણ દારૂનિષેધની માગણી કરનારાઓએ લશ્કરી ખર્ચ તેટલો જ ઓછો કરાવવાની માગણી સાથે સાથે કરવી જ જોઈએ. જો ખ્રિસ્તી પાદરી મંડળો લોકમતની સાથે ઊભાં રહેવા અને દારૂનિષેધનો આગ્રહ રાખવા ઇચ્છતાં હોય તો તેમણે લશ્કરી ખર્ચના સવાલનો અભ્યાસ કરવો જોઈશે, અને જો તેમને ખાતરી થાય કે આ ખર્ચમાંનો ઘણોખરો ખર્ચ દેશમાં થનારા ખળભળાટના ખોટા હાઉને લીધે છે, તો તેમણે દારૂના મહેસૂલ પૂરતો તો આ લશ્કરી ખર્ચ ઓછો કરવામાં આવે એવી માગણી કરવી જોઈએ.

"સ્વરાજ પક્ષ અને બીજા રાજકીય પક્ષોની ફરજ સ્પષ્ટ છે. તેમણે એકે અવાજે તત્કાળ અને સદંતર દારૂનિષેધ થવાની માગણી કરવી જોઈએ. જો એ માગણી ન સ્વીકારવામાં આવે તો સ્વરાજ પક્ષને સરકાર સામેના આરોપપત્રમાં એક કારણ વધુ મળે છે. શ્રી. રાજગોપાલાચાર્યે સરસમાં સરસ રીતે બતાવ્યું છે[1] કે દારૂનિષેધની પ્રવૃત્તિ એ આમવર્ગને સરસમાં સરસ રાજકીય કેળવણી આપવાનો માર્ગ છે, અને એ જ વસ્તુ એવી છે કે જેના સંબંધમાં બધા પક્ષો, બધી જાતિ અને બધા ધર્મના લોકો એક અવાજ ઉઠાવી શકે."

(ન. જી. ૭-૨-૧૯૨૬) મ૦ ક૦ ગાં૦

૧ જુઓ પાનું ૫૬-૫૭

## ધારાશાસ્ત્રીનું કર્તવ્ય

જો ધારાસભામાં જવાની જરૂર હોય જ તો દરેક ઉમેદવારે પોતાના સિદ્ધાન્તમાં કેફી વસાણુંનો સર્વથા બહિષ્કાર એ તો અવશ્ય રાખવો જ જોઈએ. દરેક સભ્યે આ વસાણાં અને શરાબના સદંતર ત્યાગની લડતને ટેકો આપવો જોઈએ એટલું જ નહિ પણ એ લડતનો જ્યાં ત્યાં આરંભ કરી તેની પાછળ લાગવું જોઈએ. અને શરાબ અને કેફી વસાણુંના સંપૂર્ણ બહિષ્કારનો એક જ ઉપાય છે તે એ કે આ દૂષણોમાંથી જેટલું મહેસૂલ મળે છે તેના પ્રમાણમાં લશ્કરી ખર્ચમાંથી ઓછું કરાવવું. એટલે સંપૂર્ણ મદ્યબહિષ્કારની માગણીની સાથે સાથે લશ્કરી ખર્ચ ઓછો કરવાની માગણી પણ થવી જ જોઈએ. અને ફડચો લાવવામાં લોકમત લેવા જેવા ઉપાયોથી ઢીલ ન જ થવી જોઇએ. હિંદુસ્તાનમાં લોકમત લેવો જ અસ્થાને છે કારણ કેફી વસાણાં અને શરાબના ઉપયોગ એ બંનેને સૌ દુર્ગુણ તરીકે ગણે છે. હિંદુસ્તાનમાં પશ્ચિમની જેમ દારૂ પીવો એ આબરૂભરેલું નથી ગણ્યું. એટલે હિંદુસ્તાનમાં લોકમત લેવાની વાત કરવી એ એ પ્રશ્નને પાછળ હડસેલવા બરોબર છે.

( ન. જી. ૨૫-૪-૧૯૨૬ )

# રાજ્યનીતિની અસર

સંપૂર્ણ દારૂનિષેધ કરવાનો હેતુ મૂળમાં એ નથી કે કાયદો કરીને માણસને નીતિમાન કરવા છે. એનો હેતુ તો એવી નીતિમય સામાજિક પરિસ્થિતિ સ્થાપન કરવાનો છે કે જેથી અનીતિ અને દુષ્કર્મના પ્રેરક એવા વાતાવરણમાં રહેવાને બદલે લોકો નીતિમય વાતાવરણમાં રહેવાથી વધારે નીતિમાન થાય. ગ્લૅડસ્ટને કહ્યું છે કે, "સરકારનો ધર્મ સદાચાર કરવાનું સહેલું કરી આપવાનો અને દુરાચાર કરવાનું મુશ્કેલ કરવાનો છે." સંપૂર્ણ દારૂનિષેધનો કાયદો રાજ્યનીતિનું સાચું ધોરણ સ્થાપિત કરે છે અને એવી પરિસ્થિતિ રચે છે કે જેમાં રહીને લોક વધારે સદાચારી થવાનો સંભવ છે. કાર્ડિનલ ન્યૂમૅને કહ્યું છે કે, "સદ્ગુણનો ઉગમ અંતરમાંથી થવો જોઈએ; આ બાબત નીતિધર્મે સંભાળવાની છે. પણ દુર્ગુણ બહારથી પણ ચડી વાગે છે; એને રોકવાની ચિંતા રાજપુરુષોએ કરવાની છે."

સરકારની રાજ્યનીતિ પ્રજાનાં જીવન અને ચારિત્ર્યના ઘડતરમાં કેટલો બધો અસરકારક ભાગ ભજવે છે એનો પૂરતો ખ્યાલ બહુ ઓછાને હોય છે. ગાંડી રાજ્યનીતિને કારણે જો એક પ્રજાને લડાઈમાં સંડોવાવું પડે અને પરિણામે લાખો માણસને જાનનો ભોગ આપવો પડે, કે ખરાબ રાજ્યનીતિને કારણે જો દારૂના વેપારને, પ્રજાનો જીવ લેવા જ નહિ પણ લાખો માણસોના આત્માને હણવા, ચલાવવા દેવામાં આવે, તો સરકારની રાજ્યનીતિ યોગ્ય હોય તેટલા સારુ આપણે મથવું એ કેટલું બધું મહત્ત્વનું થઈ પડે છે? કેટલાક વાંકું વિચારનારા અને અવિચારી લોકો કાયદાથી લોકને નીતિમાન કરવાની વાતને ભલે હસે. પણ એ સાચી વાત છે કે કાયદો કરવાથી સામાજિક અને નૈતિક લાભો પાર વિનાના થયા છે.

('પ્રોહિબિશન ઇન ધી યુનાઇટેડ સ્ટેટ્સ' માંથી) ડૉ. કૉલ્વિન

## ખંડ ૬

# પહેરો અને દમનનીતિ

જેની સાથે માણસના આચારનો અમુક ભાગ પણ બીજાઓને અહિતકર થાય તેની સાથે જ સમાજનો અધિકાર એના ઉપર આવે છે.

(જૉન સ્ટુઅર્ટ મિલ)

મદ્યની ભયંકર અસરનો હું વિચાર કરું છું ત્યારે મને થાય છે કે હું મારો ધંધો છોડી દઉં, બધું છોડી દઉં, અને દારૂ સામે પવિત્ર જેહાદ ઉપાડવા નીકળી પડું ને બધાં માણસોને સમજાવું કે આ પ્રજાના શત્રુ દારૂથી સાવચેત રહેજો.

(સર એન્ડ્રૂ ક્લાર્ક)

# પીઠાં પર પહેરો

'ઇન્ડિયન સોશિયલ રિફૉર્મર' પોતાની હંમેશની જોરાવર શૈલીમાં દારૂનાં પીઠાંઓ પર હાલ ચાલી રહેલા પહેરાઓ ઉપર લખતાં એવા પહેરાઓની ઉપયોગિતાને વિષે સવાલ ઉઠાવે છે. એની દલીલોનો જવાબ આપવા કરતાં આ બાબતમાં મારા વિચારો અને અનુભવ જ માત્ર આપીને હું ટૂંકાવીશ. કોઈ પણ બાબતમાં આવો પહેરો સ્વાભાવિક રીતે ટૂંક મુદતને સારૂ જ હોય એ તો ખુલ્લું છે. પણ એનો ઉપયોગ જ ઓસડમાં રહેલા ગરમાવાના જેવો છે. દારૂ પીવાની લતને કુછંદના કરતાં રોગ કહેવો એ જ વધારે સાચું છે. મેં કેટલાંયે એવાં માણસો જોયાં છે જેઓ તેમનાથી દારૂ છોડી શકાતો હોય તો અબઘડી રાજી થઈને છોડે. 'ભલા થઈને એ લાલચને અમારી આંખ સામે ન લાવો' એમ પણ કેટલાયને વીનવતા જોયા છે; અને એમના કહેવા મુજબ એ લાલચને દૂર ખસેડયા છતાં ચોરીથી ચાલ્યા જઈને પણ પીધા વિના જેમનાથી નથી રહેવાતું એવાઓને પણ મેં જોયા છે.

આમ જે લાલચમાં પડીને માણસ પોતાની ઇચ્છા વિરુદ્ધ પાપ કરવા પ્રેરાય છે તેને તેની સામેથી ખસેડવામાં મને કશું અજુગતું

નથી દેખાતું. રોગી માણસને ઘણી વાર તેની પોતાની મરજી સામે જવામાં મદદ કરવી પડે છે. જો મારા દીકરાને જુગારનો છંદ વળગ્યો હોય અને કોઈ જુગારખાનાવાળો તેને લલચાવવા મારા ઘરની સામેનું જ મકાન રાખી લઈને ત્યાં પોતાનું જુગારખાનું ઉઘાડે, તો કાંતો મારે એ જુગારખાનું બળ વાપરીને તોડી પાડવું રહ્યું, અગર તો બને તો મારો છોકરો એમાં જતાં શરમનો માર્યો પણ અટકે એવું કરવા મારે એ જુગારખાનાની આસપાસ મારાં માણસોની ચોકી બેસાડવી રહી. મારા ઘરથી થોડે જ દૂર બીજાં જુગારખાનાં હોય, ત્યાં પણ મારો છોકરો જઈને બગડી આવી શકે એ બધું સાચું; પણ તે ઉપરથી હું મારા ઘર સામેના જુગારખાના ફરતી મારાં માણસોની ચોકી મૂકવામાં કોઈ રીતે ગેરવ્યાજબી ઠરતો નથી. મારે તો મારા છોકરાને માટે બને તે બધા પ્રયત્નો કરીને જુગાર ખેલવું મુશ્કેલ કરી મૂકવું રહ્યું.

પણ 'રિફૉર્મર'ને જો રાજ્ય તરફથી દારૂની અટકાયત થવાને લગતો સિદ્ધાંત માન્ય હોય તો તો રાજ્ય જ્યાં સુધી લોકમતને એક છાપરે ફગાવીને પ્રજા ઉપર કેવળ જુલમનો દોર ચલાવનારી જ એક સંસ્થા છે ત્યાં સુધી એવી દારૂની બદી અટકાવવાને સારુ પીઠાં પર પહેરા કરવાની વાતને પણ એ જ સિદ્ધાંતની રૂએ અનાયાસે જ સ્વીકારવી રહી. દાખલા તરીકે કાલે સવારે ઊઠીને કોઈ સરકાર પોળે પોળે અને મહોલ્લે મહોલ્લે સરકારી મકાનો બાંધીને તેમાં વ્યભિચારખાનાં ખોલે, અને તેમને તેમનો ધંધો ચલાવવાના પરવાના આપવા કાઢે, તો પ્રજાએ શું કરવું? જો એવાં વ્યભિચારખાનાંને જમીનદોસ્ત કરવાનું પગલું તેઓ ન લે તો શું તેવાં મકાનોની ચોમેર 'ક્વૉરેન્ટાઇન' મૂકીને, એવી બળજોરીભરી રીતે પાથરેલી લાલચની એ બળતી આગમાં પડવામાંથી લોકોને બચાવવાનો બંદોબસ્ત કરવાની પ્રજાની ચોખ્ખી ફરજ નથી? આ કાર્યને માટે ચારિત્રવાન સ્ત્રીપુરુષોએ જ રોકાવું જોઈએ અને જો

લોકો પહેરો ભરનારાઓની વિનવણી–આજીજીઓની ઉપરવટ થઈને જબરાઈથી પીઠાંમાં પીવા જાય તેમની કશી જ સતામણી ન થાય એ વિષે પૂરેપૂરી સંભાળ રહેવી જોઈએ, એ મને મંજૂર છે. લોકોને વ્યસનથી દૂર રાખવાના પ્રયત્નમાં જ્યારે રાજ્ય આગેવાની ન કરતું હોય ત્યારે આવી જાતના પહેરા ભરવા એ પ્રત્યેક શહેરીનો, પ્રજાના પ્રત્યેક સમજુ સભ્યનો ધર્મ છે. પોલિસનો સિપાઈ જ ચોરની સામે પહેરો ભરનાર નહિ તો બીજું શું છે? ચોર જ્યારે બીજાના ઘરમાં પેસવાનો ઇરાદો દેખાડી આપે છે ત્યારે પોલિસ પોતાની બંદુકનો ઉપયોગ કરીને તેને અટકાવે છે. અને પીઠાં પર પહેરો ભરનાર નાગરિક કે સ્વયંસેવક પોતાના એવા દારૂ પીવા જનાર દુર્બળ બંધુને કેવળ શરમનું, ખાનદાનીનું, પ્રેમનું દબાણ રજૂ કરીને ચેતવે છે, અટકાવવાને પ્રયત્ન કરે છે. પીઠાં પરના પહેરામાં આથી વધુ અર્થ કશો છે જ નહિ.

(ન. જી. ૧૦–૭–૧૯૨૧)

# ચોકી કેમ કરવી

૧. એક દારૂપીઠા કે એક વિદેશી કાપડની દુકાન ઉપર સંતોષકારક ચોકી કરવા માટે ઓછામાં ઓછી દશ સ્ત્રીઓની ટુકડી હોવી જોઈએ. તેમણે તેમાંનાં એકને અગ્રેસર તરીકે ચૂંટવાં જોઈએ.

૨. ચોકીનું કામ શરૂ કરતાં પહેલાં દુકાનના માલિકને વીનવીને તેને તેના પાપયુક્ત ધંધાનો ત્યાગ કરાવવાનો પ્રયત્ન કરવો જોઈએ, અને દારૂ તથા વિદેશી કાપડથી થતી દેશની પાયમાલીના આંકડા પત્રિકાના રૂપમાં રજૂ કરીને સમજાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. અહીંઆં એ કહેવાની જરૂર નથી રહેતી કે આ પત્રિકાઓ મજકૂર દુકાનદાર સમજી શકે તેવી ભાષામાં હોવી જોઈએ.

૩. દુકાનદાર તેનો ધંધો બંધ કરવા ના પાડે તો સ્વયંસેવિકાઓએ તેની દુકાન આગળ ચોકી કરવી જોઈએ, અને આવવાજવાનો રસ્તો ખુલ્લો રાખી ગ્રાહક તરીકે આવનારાઓને વ્યક્તિગત રીતે વીનવવું જોઇએ.

૪. સ્વયંસેવિકાઓએ વાવટાઓ અથવા પાટિયાં પોતાની સાથે રાખવાં જોઈએ, અને તેના ઉપર મોટા અક્ષરથી આવશ્યક્તા પ્રમાણે વિદેશી કાપડ કે માદક પદાર્થોથી થતા નુકસાનની ચેતવણી આપનાર ધ્યાનવાક્યો હોવાં જોઈએ.

૫. બનતા સુધી સ્વયંસેવિકાઓનો પોશાક અમુક પ્રકારનો અને એકસરખો હોવો જોઈએ.

૬. વખતોવખત સ્વયંસેવિકાઓએ પ્રાસંગિક, બંધબેસતાં સુંદર ભજનો ગાવાં જોઇએ.

૭. સ્વયંસેવિકાઓએ પુરુષો તરફથી કોઈ જાતનાં બળાત્કાર કે બળજબરી ન થવા દેવાં જોઈએ; અથવા થવાનો સંભવ હોય તો તરત જ ત્યાં પહોંચી અટકાવવાં જોઈએ.

૮. ગમે તેમ થાય છતાં કોઈ પણ પ્રસંગે અશ્લીલ અથવા અયોગ્ય ભાષા, ગાળો અગર ધમકીનો પ્રયોગ ન હોવો જોઈએ.

૯. સ્વયંસેવિકાઓનો, દલીલથી અથવા આજીજીથી સમજાવીને, દુકાનદારનો હૃદયપલટો કરવાનો સતત પ્રયત્ન હોવો જોઈએ; બળજબરાઈથી કે ધમકીથી ધંધો છોડાવવાનો નહિ.

૧૦. જ્યાં ચોકી થતી હોય ત્યાં પુરુષોએ કોઈ પણ સંજોગમાં મોટી સંખ્યામાં એકઠા થવું જોઈએ નહિ અથવા લોકોની અવરજવરમાં અડચણ નાંખવી જોઈએ નહિ. પણ આવી જગ્યાની આડોશપાડોશમાં સારી પેઠે દારૂ અને વિદેશી કાપડની વિરુદ્ધ તેઓ અનેક રીતે આંદોલન કરી શકે છે, અને દારૂ અને વિદેશી કાપડના બહિષ્કારના સંદેશાના પ્રચાર માટે સ્ત્રીઓને સરઘસ કાઢવામાં મદદ આપી શકે છે.

૧૧. આ ચોકીની હિલચાલને મદદ આપવા માટે તેની પાછળ તકલી અને રેંટિયાપ્રચાર માટે તેમજ નવાં ચોપાનિયાં અને પ્રચારની નવી યોજનાઓ તૈયાર કરવા માટે એક વ્યાપક સંસ્થા હોવી જોઈએ.

૧૨. બધી આવક અને ખર્ચની પાઈએ પાઈનો ચોખ્ખી અને વ્યવસ્થિત રીતે હિસાબ રાખવામાં આવવો જોઈએ અને વખતોવખત તેની તપાસ કરાવવી જોઈએ. આ કામ સ્ત્રીઓની દેખરેખ નીચે પુરુષોને કરવાનું રહેશે.

**આ બધી યોજના પાછળ એ માન્યતા રહેલી છે કે પુરુષોમાં સ્ત્રીજાતિ માટે સાચું માન અને તેમના ઉદ્ધાર માટે ખરેખરી ધગશ છે. તે નહિ હોય તો કોઈ પણ જાતની સફળતા અસંભવિત છે.**
**( ન. જી. ૨૭–૪–૧૯૩૦ )**

## પહેરામાં સાવધાની

૧

પણ આપણી પ્રવૃત્તિ હમેશ આટલી સરળ ચાલશે એમ માની લેવાનું નથી. કલાલવર્ગ જેનું આમાં આર્થિક નુકસાન રહેલું છે તેને આ દારૂનિષેધની હિલચાલ કાળ સમાન ભાસે તેમાં નવાઈ નથી. આ આઠ જ દિવસની વાતમાં આ વર્ગે આ હિલચાલવાળાઓની સામે તડામાર કરી મૂકી છે. એ વર્ગ પહેરો ભરનારાઓની સામે પઠાણો રાખશે, 'ટાઇમ્સ' જેવાં છાપાંઓના રિપોર્ટરોને નોતરી તરેહતરેહના રિપોર્ટો છપાવશે, અનેક જાતનાં તરકટ ઊભાં કરી સ્વયંસેવકોને પોલિસને સ્વાધીન કરવા મથશે અને લાગ મળ્યે છૂટા પથરાઓ પણ મારવા ચૂકશે નહિ.

એક પીઠા આગળ ગઈ ૨૦ મી તારીખે સ્વયંસેવકો ઉપર સાચે જ પથરા પડયા અને ડૉ. બળવંતરાય કાનુગાને બરાબર આંખના ખૂણા પર એક પથ્થર વાગીને જબરો જખમ પણ થયો. સદ્‌ભાગ્યે જ તેમની આંખ બચી ગઈ.

સરકાર પણ આખર સુધી આ પ્રવૃત્તિને વિષે તટસ્થ રહેશે એમ માનવાનું કંઈ જ કારણ નથી. કલાલોની પેઠે જ સરકારનું પણ આમાં આર્થિક નુકસાન સમાયેલું છે. અને સરકારની નીતિ આ કલાલોના વર્ગના કરતાં ચડિયાતી નથી એ તો બિહાર, મધ્ય પ્રાંત, વગેરે સ્થળે આ હિલચાલને દાબી દેવા સરકાર તરફથી જે અણછાજતા પ્રયત્નો ચાલુ છે તે જોયા પછી સિદ્ધ કરવું પડે તેમ નથી.

આપણે ત્યાં હજુ એવા પ્રયત્નો શરૂ નથી થયા એટલું જ. સરકારમાં ડહાપણ હોત, સારું કામ કરવાની હિમ્મત હોત, તો તે લોકલાગણી સમજી જાત અને આબકારી આવકને પ્રજાશુદ્ધિના આ યજ્ઞમાં હોમી પોતે પણ પાવન થાત.

પણ પ્રજાને પાપમાં રાખવા મથનારા સમજે યા ન સમજે, આ પવિત્ર ચળવળ જેમણે ઉપાડી લીધી છે તેમણે તો પોતાના કાર્યને ખૂણેખાંચરે પણ જબરાઈ કે અયોગ્ય દબાણનો પાશ ન લાગવા દેવા અહોરાત્ર જાગૃત રહેવું જોઈએ. આપણા દેશબંધુને, અજ્ઞાનીને, વ્યસનના ગુલામને, ઊંચે આણવાનું કાર્ય આપણે માટે પવિત્ર છે. પ્રજાની આત્મશુદ્ધિના આન્દોલનની આ ક્ષણે એ કાર્યમાં અનેક પ્રજાસેવકોએ હોમાઈ જવું-ઘસાઈ જવું-એ પણ જરૂરી છે. છતાં આપણે ભૂલેચૂકે સુદ્ધાં કોઈ પણ વ્યક્તિની—પછી તે ગમે તેટલી પતિત હોય, ગમે તેટલી દયાપાત્ર હોય, ગમે તેટલી ભાનભૂલેલી હોય, તોપણ—સ્વતંત્રતાની આડે ન આવવા અત્યંત સાવચેત રહેવું જોઈએ. આપણા વિરોધીને આપણે જબરાઈ કરીને નથી સમજાવી શકવાના. એમ કરીને તો આપણે ઊલટા આપણી કાર્યસિદ્ધિને મોડી કરીશું અને વિરોધીઓને કદાચ નાહકનું દસ ગણું વ્યર્થ નુકસાન કરવાનું બહાનું આપીશું.

પ્રજાએ પણ આ વાત ખૂબ સમજી લેવાની જરૂર છે. કોઈ પ્રજાકીય હિલચાલ ચાલુ થઈ એટલે તેને અધકચરી સમજી લઈને તેની મર્યાદા સમજ્યા વગર મનમાં તરંગ ઊઠે તે ઢબે ગમે તે કરી નાંખીને એ પ્રવૃત્તિ તરફની પોતાની સહાનુભૂતિ દર્શાવવા દોડવું એમાં પણ જોખમ રહેલું છે. એથી નથી પ્રવૃત્તિ પોષાતી કે નથી પ્રજાસેવકોને મદદ થતી. ઊલટું મર્મસ્થાન પર વરામનું વાગે તેમ કોઈ વાર પોતાની અણસમજની સહેજ ભૂલ પ્રજાકીય પ્રવૃત્તિનું નાહક ભારે નુકસાન કરવાનું કારણ બની જાય છે. પોતે સ્વયંસેવકોમાં નામ

નથી નોંધાવ્યું અગર તો તેનો પટ્ટો ખભે નથી નાંખ્યો એટલા ઉપરથી અહિંસા કે નમ્રતાના બધા નિયમો પોતે પાળવાને બંધાયેલ નથી, અથવા તો સ્વયંસેવક ઊભો હોય તેનાથી પાંચપચીસ કદમ દૂર જઈને પોતે કોઈ પર થોડી ઘણી જબરાઈ કરી લે તો તેમાં હરકત નહિ, એમ કોઈએ જ માનવાનું નથી. પ્રજાના આ આપત્કાળમાં દેશના એકેએક સ્ત્રીપુરુષનું વર્તન દેશનું ભાગ્ય ઘડવા કે ભાંગવામાં ભળેલું છે એ ભાવનામાંથી હિંદુસ્તાનના દરેકેદરેક સ્ત્રી-પુરુષને માટે અસહકારની હિલચાલ એ આજે આત્મશુદ્ધિની હિલચાલ છે એ કલ્પના જન્મ પામી છે. આ વાત આજે કોઈએ ઘડીભર ભૂલવી નહિ.

( ન. જી. ૨૭–૩–૧૯૨૧ )

૨

## ચોકીમાં જબરદસ્તી

એક ભાઈ પોતાના કાગળમાં કેટલીક ખબરો આપે છે એ જાણવા જેવી છે ને ખેદકારક છે. તેઓ લખે છે કે પોતે દેશી દારૂ વેચે છે ને સ્વયંસેવકો પજવણી કરે છે, પણ વિલાયતી દારૂ પીનારને તો રોકવાની કે કહેવાની પણ તેઓની હિમ્મત નથી ચાલતી. વળી તેઓ લખે છે કે સ્વયંસેવકો કંઈ માત્ર સમજાવે જ છે એમ નથી. તેઓ તો દુકાનને ઘેરો ઘાલે છે, ગાળો દે છે, જૂના નોકરોને ધમકી આપે છે, જો ધમકીથી કામ ન સરે તો માર પણ મારે છે. પીઠાવાળાના હાથમાંથી દારૂ છીનવી લે છે. દારૂ હોવાનો જેની ઉપર શક આવે તેના ઘરની તો ઝડતી લે છે; તેવાઓનાં બજારપાણી બંધ કરવામાં આવે છે, દુકાનમાંથી કોઈ નીકળે તો તેનું મોઢું કાળું કરી તેને ગધેડા પર બેસાડી ફેરવે છે!

આ બધી ફરિયાદ સાચી હોય એમ કાગળ ઉપરથી જણાય છે. જો એમ હોય તો એ હકીકતો સ્વયંસેવકોને ખરેખર શરમાવનારી છે. દારૂ પીનારને સમજાવવાની જેટલી આપણી ફરજ છે તેટલી જ ફરજ તેઓના શરીરની રક્ષા કરવાની પણ છે. દારૂડિયાઓ પાસે દારૂ છોડાવવામાં જો આપણે જબરદસ્તીનો ઉપયોગ કરીશું તો દારૂ છૂટવાનો નથી, એટલું જ નહિ, પણ આપણી લડતને ધક્કો પહોંચશે. દરેક જગ્યાના સ્વયંસેવકોએ જાણવું જોઈએ કે તેઓને કોઈની ઉપર જબરદસ્તી કરવાનો હક છે જ નહિ. તેઓએ રીતસર વિનયપૂર્વક જે પ્રયાસો કરવા યોગ્ય હોય તે જ કરવા: એટલે કે દુકાનો નજીક ઊભા રહી પીનારને વિનયપૂર્વક સમજાવવા, તેમના કુટુંબીઓને સમજાવવા, તેમની ન્યાતવાળાઓને કહેવું. આ ઉપરાંત આપણને કાંઈ પણ દબાણ મૂકવાનો અધિકાર જ નથી. પ્રજાને મારીને પુણ્યવાન ન બનાવાય. જેઓને પાપી થવું હોય તેને પાપ કરવાનો અખત્યાર છે જ. પાપ કરવાની છૂટ હોવા છતાં જે પાપ નથી કરતો તે જ પુણ્યવાન કહેવાય ને તેવાથી જ દેશને ફાયદો થાય. જો પાપને મટાડવા જબરદસ્તી કરવાનું તત્ત્વ દાખલ કરીએ તો જે દોષને સારુ આપણે સરકારને રાક્ષસી માનીએ છીએ તે જ દોષ આપણામાં આવી જાય ને આપણે પણ રાક્ષસી બનીએ.

(ન. જી. ૮–૫–૧૯૨૧)

## સાથીઓને

ના૦ વાઇસરૉય સાહેબની મુલાકાત પછી હું સાથીઓને આટલું તો કહી શકું છું કે તેઓએ આળસ, વાતો, તમાશા, ભાષણો છોડી પોતાના કાર્યમાં મચ્યા રહેવું.

આપણી પાસે પાંચ કામ છેઃ

(૧) અસ્પૃશ્યતાનિષેધ, (૨) દારૂનિષેધ, (૩) મહાસભાના સભાસદ મેળવવા, (૪) તિલક સ્વરાજ્યફાળો ઉઘરાવવો, (૫) રેંટિયા દાખલ કરવા.

આમાંના એક પણ કામને સારુ ભાષણની જરૂર નથી.

અસ્પૃશ્યતા મટાડવા માટે આપણે ભંગી ઇત્યાદિની સેવા કરવી, તેમને ઘેર જવું, તેમની સ્થિતિ સુધારવી.

દારૂનિષેધને સારુ દારૂની દુકાનો પાસે ઊભા રહી જનારાને વિનયપૂર્વક ચેતવવા. છતાં જવા ઇચ્છે તો જવા દેવા. દરેક ન્યાતે મદ્યપાનવિરુદ્ધ ધારા પસાર કરવા ને તેનો ભંગ કરનારનો બહિષ્કાર કરવો.

બહિષ્કાર એટલે ધોબી હજામ વગેરે બંધ કરવા એ નહિ. બહિષ્કાર એટલે તેને ત્યાં પાણી ન પીવું, તેને ત્યાં વિવાહવહેવાર ન રાખવો, તેને ત્યાં જમણવહેવાર ન રાખવો. બહિષ્કાર બે પ્રકારના છેઃ એક સભ્ય ને બીજો અસભ્ય. સભ્ય બહિષ્કારનું મૂળ પ્રેમ છે, અસભ્યનું મૂળ તિરસ્કાર છે. અસભ્ય બહિષ્કારનું બીજું નામ તિરસ્કાર છે. અસભ્ય બહિષ્કાર શાંતિમય અસહકારમાં હરામ છે, ત્યાજ્ય છે. સભ્ય બહિષ્કારમાં સેવા ન લેવાનો, સંગ ન કરવાનો ભાવ છે. અસભ્ય બહિષ્કારમાં દંડ દેવાનો, દુઃખ દેવાનો ભાવ છે. દારૂ પીનારને આપણે દંડ નથી દેવો પણ તેનો સંગ તજી આપણું દુઃખ પ્રદર્શિત કરવું છે. સંગ તજવો એટલે પાણી, ભોજન અને બેટીવ્યવહાર તજવો. પણ કોઈની સેવા બંધ કરવી એ નિર્દયતા છે. કૂવાતળાવ સહુને સારુ છે. હજામ, ધોબી, વાહન વગેરે સાર્વજનિક સેવા સારા નઠારા બધાને સારુ છે. હજામ, ધોબી, પખાલી ઘર ન પૂછે. ખૂનીને પણ પાણી પીવાનો હક છે. આમ સારાસાર વચ્ચે વિવેક કરતાં શીખશું તેમ સ્વરાજ્ય વહેલું આવશે. દારૂનિષેધમાં બહિષ્કારનો ઉપયોગ કરવાની આવશ્યક્તા જોઉં છું. તેથી બહિષ્કારનો આટલો વિચાર કર્યો. ઘણી જગ્યાએ અસભ્ય બહિષ્કારનાં ફળ કડવાં આવ્યાં છે. અસભ્યતામાત્રનો ત્યાગ કરવામાં આપણું જોર રહેલું છે. દારૂની ટેવ પડયા પછી તે એટલે સુધી માણસને ગુલામ બનાવે છે કે તે માણસ દયાને પાત્ર બને છે. તે દયાથી જ આપણે તેવાઓને સુધારી શકીશું,

દારૂની દુકાનવાળાનો પણ તિરસ્કાર ન કરીએ. તેને લાંબા કાળનો ધંધો છોડવો એ સહેલી વાત નથી. તેને બીજો ધંધો સૂઝવો જોઈએ, આવડવો જોઈએ. હું સમજાવી શકું તો દારૂનાં પીઠાંવાળા બધાને પીંજનારા, કાંતનારા ને વણનારા બનાવું. તેમાંથી તેઓને પૂર્ણ આજીવિકા મળી રહે તેમાં લવલેશ શંકા નથી. દારૂનું પીઠું ચલાવવાના કામમાં બૈરાં છોકરાં કામ ન કરી

શકે, કાંતવા વણવામાં બધાં મદદ કરી શકે. એટલે કોઈને કોઈનું પેટ ભરવાપણું રહેતું જ નથી. સહુ પોતાનો ફાળો ઓછોવત્તો આપી શકે છે.

મહાસભાના સભાસદો ભરાવવા, તિલક મહારાજના સ્મરણાર્થે દ્રવ્ય એકઠું કરવું અને ચરખા દાખલ કરવા: એને સારુ સભાની જરૂર નથી પણ અનેક સ્વયંસેવકોએ ઘેર ઘેર ભટકવું જોઈએ. જ્યાં સુધી એ પ્રમાણે કામ નહિ થાય ત્યાં સુધી જૂન માસ સુધીની યોજના પાર નહિ પડે.

આપણને વાતો કરવાનો પણ અવકાશ નથી. હું તો મારા દાખલામાંથી સમજું છું. એક ક્ષણ પણ વાતમાં જાય છે, દર્શન દેવામાં જાય છે અથવા આળસમાં જાય છે તો તે પાછી નથી મળતી. આપણને અત્યારે નથી હર્ષનો વખત રહ્યો, નથી શોકનો. જેઓએ કાર્ય કરવાનો રસ ચાખ્યો છે તેઓને તો હું જરૂર કહેવા ઇચ્છું છું કે તેમણે એક ક્ષણ પણ નકામી ન જવા દેવી. ક્ષણ આપણી નથી; તે આપણે દેશને આપી ચૂકયા છીએ.

(ન. જી. તા. ૨૨-૫-૧૯૨૧)

# પહેરો અને સરકાર

## ૧

આપણે એવી સ્થિતિ લાવી રહ્યા છીએ કે જ્યારે સરકાર સરકારને નિંદવાના ગુનાને સારુ સજા નહિ કરી શકે પણ રેંટિયો ચલાવવાને ગુનો ગણે, દારૂ ન પીવાને ગુનો ગણે. ખરુ જોતાં હાલ જે પ્રવૃત્તિને સારુ પકડાપકડી ચાલી રહેલી છે તે પ્રવૃત્તિ દારૂનિષેધની છે. આપણે દારૂ ન પીએ ને પરદેશી કાપડ ન પહેરીએ એ સરકારને પરવડે તેમ નથી. આપણા બોલવાનો ભય સરકારને નહોતો, આપણા બોલવાની અસર પડવા લાગી છે એનો ભય છે. રેંટિયો ચલાવવાના ગુના સારુ, દારૂ ન પીવાના ગુના સારુ, આપણે પકડાવા લાગીશું તે દિવસે આપણી પૂરી જીત છે એમ સમજવું. સરકારને આપણે દારૂના ત્યાગ અને રેંટિયાના સ્વીકાર સિવાય બીજું કંઈ પણ બહાનું નથી આપવાનું. આ કામમાં આપણે જેટલા વહેલા થઈશું તેટલું વહેલું સ્વરાજ્ય મળશે.
( ન. જી. ૨૭-૩-૧૯૩૦ )

## ૨

મારા અભિપ્રાય પ્રમાણે તો દારૂની દુકાનો, અફીણની દુકાનો અને પરદેશી કાપડની દુકાનોની ચોકીનું કામ વધારે સારું છે. આ ચોકીમાં ગેરકાયદેસર કશું નથી, પણ ભૂતકાળનો અનુભવ બતાવે છે કે ચોકી અસરકારક થાય તો સરકાર તે અવશ્ય રોકવા ઇચ્છશે. એની કશી હરકત નથી. આપણે અહિંસાનો મંત્ર ધ્યાનમાં રાખી એ રોકાણની સામે થવાના છીએ. પણ દારૂની દુકાનવાળા શરમ

છોડે અને પરદેશી કાપડની દુકાનવાળા અજ્ઞાનથી ક્રોધે ભરાય તેની મને ધાસ્તી છે. આ બે અનિષ્ટો વિષે લોકમત પાકો કરવાની જરૂર છે, અને કાર્યકર્તાઓને, વેપારીઓને અને ગ્રાહકોને એ વિષે ખૂબ કેળવણી આપવાની જરૂર છે. એ બંને અનિષ્ટો ગમે તે દિવસે કાઢ્યે જ છૂટકો છે. એટલે જ્યાં જ્યાં કાર્યકર્તાઓને એમ લાગે કે મેં કહ્યાં છે તેવાં વધારે પડતાં જોખમ ખેડયા વિના દારૂના પીઠાની અને પરદેશી કાપડની દુકાનની ચોકી કરી શકાય ત્યાં ત્યાં તેમણે ચોકી શરૂ કરવી; પણ લડત શરૂ કરવાનો હુકમ મળ્યો છે અને મીઠાના કાયદાનો ભંગ થઈ શકે એમ નથી માટે બીજું કંઈક તો કરવું જોઈએ એટલા જ કારણસર ચોકી શરૂ કરવી નહિ.

( ન. જી. તા. ૩૦–૩–૧૯૩૦ )

## ૩

## પીવાની સ્વતંત્રતા !

'દારૂની દુકાનની આજુબાજુમાં તથા ગામમાં દારૂ પીવા જનારા લોકોને ત્રાસ નહિ આપવા બાબત' વડોદરા સરકાર તરફથી એક જાહેરનામું નીકળ્યું છે! તે જોતાં દુઃખ જ ઉત્પન્ન થાય છે. નોટિસમાં નીચે પ્રમાણે લખ્યું છેઃ—

"તપાસ ઉપરથી એમ જણાઈ આવે છે કે કેટલેક ઠેકાણે દારૂની દુકાનની આસપાસ અગર રસ્તામાં નિશાળના છોકરાઓ અને ઇતર ગામના રહેવાસીઓ દારૂ પીવા જનારા લોકોની સ્વતંત્રતા ઉપર અડચણો કરી તેમની સ્વતંત્રતાનો અટકાવ કરે છે અને તેને લીધે સુલેહનો ભંગ થવાનો સંભવ હોવાનું જણાઈ આવે છે. તેથી આ જાહેરનામાથી આ પ્રાંતના તમામ લોકોને ખબર આપવામાં આવે છે કે, આવી રીતે દારૂ પીવા જનારા લોકોની સ્વતંત્રતાનો ભંગ કરી તેમને હરકત કરવી નહિ અગર તેમને અટકાવવા નહિ; એટલું જ નહિ પણ જે જે ઠેકાણે દારૂની દુકાન હશે તે તે ઠેકાણે દારૂની

દુકાનની નજીકમાં અગર રસ્તામાં નિશાળના છોકરાઓએ અગર બીજા રહેવાસીઓએ એકઠા થવું નહિ અને એકઠા થયેલા જણાઈ આવે તો તેમને તુરત વિખેરી નાંખવાની તજવીજ લાગતાવળગતા નોકરોએ કરવી જોઈએ.”

દારૂ પીવાની સ્વતંત્રતા કેવી હશે? ચોરી કરનારને ચોરી કરવાનો અખત્યાર છે એમાં શક નથી. પણ શાહુકારને ચોરી અટકાવવાનો પણ અખત્યાર નથી? ચોરને તો મારીને હાંકી કાઢવાની સત્તા પણ લોકોને કાયદો આપે છે. ચોરની સ્વતંત્રતાનું રક્ષણ કઈ રીતે થાય છે? દારૂનિષેધ કરાવનાર તો શરાબીને સમજાવીને અટકાવે છે. તેમાં સ્વતંત્રતાનો શો ભંગ થયો? વડોદરા સરકારની નોટિસનો અર્થ ચોખ્ખો એવો જ નીકળે છે કે કેમ જાણે દારૂ પીવો એ એક સદ્‌ગુણ હોય નહિ? અને દારૂ વેચવાની દુકાનની હસ્તી પણ કેમ જાણે લોકોને લાભદાયક હોય નહિ? શરાબીને કે શરાબના પીઠાના માલેકને કોઈ ગાળ દે, કોઇ તેને મારે કે તેની ઉપર બીજી રીતે બળાત્કાર કરે તેને વડોદરા સરકાર દંડ દે, તેની સામે મનાઈહુકમ કાઢે, તો તે વ્યાજબી છે. પણ દુકાનની આસપાસ ઊભા રહી શરાબીને અગ્નિમાં ન પડવાનું કહેનારને, શરમાવનારને ગુનેગાર ગણવો એ તો શરાબીને ઉત્તેજન આપવા બરાબર છે. વડોદરા રાજ્યનીતિને મેં આવી શરમભરેલી તો નહોતી ધારી. હું તો હજુ ઉમેદ રાખીશ કે આવી નોટિસ વિચારપૂર્વક નથી નીકળી પણ કોઈ આપખુદ અમલદારે પોતાની જવાબદારીથી કાઢી છે. જો આ અનુમાન ખરું હોય તો વડોદરા સરકાર તરફથી આ નોટિસ પાછી ખેંચી લેનારો હુકમ નીકળવાની હું આશા રાખું છું.

(ન. જી. તા. ૮-૫-૧૯૨૧)

# સખતીનું સોંધારથ

લૉર્ડ ચેમ્સફર્ડે પોતાના ભાષણમાં અસહકારની સામે સરકારના પ્રતિકારની પ્રવૃત્તિની વાત કરી છે તેનું ઉદાહરણ જાણે બિહાર સરકાર આપી રહી છે. નિષ્કલંક ચારિત્રના અસહકારીઓને મોઢે એ સરકારે તાળાં દીધાં છે અને પોતાના અમલદારો અને બીજા મળતિયાઓને અસહકારની સામે નિરંકુશ લડત ચલાવવાની વિનંતિ કરી છે. મને એટલે સુધી ખબર મળ્યા છે કે સરકારના અતિ ઉત્સાહી ચોકીદારો મારા નામે સરકાર તરફની સભાઓ બોલાવે છે. લોકો સહેજે ભુલાવામાં પડી ભેગા થાય છે. ત્યાં તો અપરિચિત મૂર્તિઓ જુએ છે અને ઘણાખરા વિખરાઇ જાય છે! સહકારીઓની વક્તૃતા સાંભળવાને જેઓ રોકાય છે તેઓને કહેવામાં આવે છે કે જો સરકારની અદાલતો છોડી દેવામાં આવશે, અને દારૂની દુકાનો બંધ થશે તો સરકારને મહેસૂલની ખોટ જશે. એટલે આ સહકારી વક્તાઓ દારૂબાજી અને અદાલતબાજીને ભારે કીમતી તરીકે ઓળખાવે છે. ત્યાંના એક અતિશય વિશ્વાસપાત્ર કામ કરનારાએ આપેલા તાદૃશ વર્ણનનો મેં આ સાર આપ્યોછે. એ ચિતાર સાવ સ્વાભાવિક લાગે છે.

જરા વિચાર કરી જોઈશું તો જણાશે કે સરકાર તરફના ભાષણ આપનારાઓ મને લખનારે તેમના મોંમાં જે વચનો મૂક્યાં છે તે જ કહી શકે, બીજાં ન કહી શકે. અસહકારીઓ સભાઓમાં શું કહે છે? સ્વાભાવિક રીતે જ તેઓ આરંભમાં ખિલાફત અને પંજાબના અન્યાયોનું વર્ણન આપે છે, હાલની રાજપ્રથાનું રાક્ષસી

સ્વરૂપ દર્શાવે છે, અને અંતે લોકોને શાંત રહેવાનો, વ્યસનો તજવાનો, અદાલતો શાળાઓ અને પરદેશી માલનો ત્યાગ કરવાનો, તેમજ રેંટિયો ગ્રહણ કરવાનો આગ્રહ કરે છે. એકાદ અવિચારી વક્તા સહકારીઓને વિષે પ્રસંગોપાત કડવાં વચન પણ કાઢી લે છે અને અજ્ઞાનને લીધે તેમનો સામાજિક બહિષ્કાર કરવાની પણ કદાચ શ્રોતાઓને સલાહ આપે છે. સરકારી વક્તાને તો પંજાબ અને ખિલાફતના અન્યાયો પ્રજા સમક્ષ ઊભા છતાં સરકારને દેવદૂત સમાન જ દોરી બતાવવી રહી. તેણે તો લોકોને એમ જ બતાવવું રહ્યું કે અદાલતોનો બહિષ્કાર ન કરો કારણ કે ત્યાંથી ન્યાય મળે છે; દારૂ પીવાનું ન છોડો કારણ કે હારેલાં થાકેલાં એકાદ પ્યાલી લે એમાં કશુંયે પાપ નથી. વળી એમાંથી સરકારને આવક થાય છે અને એ આવકમાંથી સરકાર શાળાઓ ચલાવી તમારાં જ છોકરાંઓ ભણાવે છે! અને રેંટિયા સામે તો બિચારો શું કહે? એટલું જ કહે કે આવું ત્રેતાજુગનું ચકરડું આજની દુનિયાની શાસ્ત્રીય સંપૂર્ણ-તાએ પહોંચેલા સાંચાઓની હરીફાઇ સામે અખત્યાર કરવાની વાત કેવળ ધતિંગ છે, અને પરદેશી માલ સામે હરીફાઈમાં ટકવા જેટલું હિંદ જ્યાં સુધી ઉદ્યોગોમાં કેળવાયલું ન બને ત્યાં સુધી પરદેશી માલ વગર આપણું ચાલવાનું નહિ. આમ સરકાર તરફની પ્રવૃત્તિમાં ઓછામાં ઓછું આડકતરી રીતે પણ નશાબાજી, મુકર્દમાબાજી અને પરદેશી માલની વપરાશને ઉત્તેજન આપવાનું આવવાનું જ.

પ્રજાની ઇચ્છાઓને ઝીલનાર કોઈ પણ પ્રમાણિક સરકાર પ્રજાનાં મન રાજી કરવાની આવી સોનેરી તક ન ગુમાવે. ઊલટી અનાયાસે દારૂના દુષ્ટ વ્યસનને પ્રજામાંથી દફનાવે, નબળાસબળા અધકચરિયા રાષ્ટ્રીય કેળવણીના અખતરાઓનો પણ સ્વાશ્રયના પ્રયત્ન તરીકે આદર કરી ઉત્તેજન આપે, લવાદ દ્વારા કજિયા પતાવવાની પ્રજાની ઇચ્છાને ઉદ્દીપ્ત કરે, અને આળસના ઓસડ તરીકે સાંચાકામથી નીકળતા દેશી કાપડની પુરવણી તરીકે પણ હાથકંતામણ

અને રેંટિયાના જીર્ણોદ્ધારને આવકારદાયક લેખે. કોઈ પણ પ્રજાહિતદક્ષ સરકાર આ લડતનો મર્મ સહેજે સ્વીકારે, સાનમાં તેનું ધાર્મિક સ્વરૂપ સમજી જાય, અને તેના મૂળમાં રહેલા શુભ હેતુ તથા તેના નૈતિક બળ સામું જોઈ પોતા પ્રત્યેના તેના વિરોધ તરફ દુર્લક્ષ કરે; એટલું જ નહિ પણ બળ, ચારિત્ર્ય અને પવિત્રતાની પિપાસા પ્રજામાં ફરી એકવાર પ્રવર્તાવવાના પ્રયત્નને વધાવી લે. પણ સરકારનું હૃદય ન પલટાય ત્યાં સુધી એવું કયાંથી બને ? અને એવો પલટો જોવાની આશા આજ હજી ન રાખી શકાય.

એવા હૃદયના પલટાની આટલી જલદી હજુ આપણે આશા ન રાખીએ એટલું જ નહિ પણ નાગપુરમાં જે પકડાપકડી થઈ છે તે પરથી તો આપણે ઊલટું એમ ચોખ્ખું માનવું રહ્યું છે કે મધ્યપ્રાંતની સરકાર દારૂનિષેધનું કાર્ય કરનારાઓની પૂરી ખબર લેવા બન્ને બાંય ચડાવીને તૈયાર છે. દાક્તર ચોળકર અને રા. પરાંજપે નાગપુરના જાણીતા કાર્યકર્તાઓ છે. દારૂનિષેધનું કાર્ય કરવા માટે જ અત્યારે તેમના ઉપર કામ ચાલી રહ્યું છે કહીએ તો ચાલે. અખબારોમાં પ્રસિદ્ધ થયેલી તેમના પર બજાવવામાં આવેલી માજિસ્ટ્રેટની નોટિસ જે મેં જોઈ છે તે પરથી સ્પષ્ટ જણાય છે કે દારૂની આવકમાં ઘટાડો થાય તે તરફ સરકાર દુર્લક્ષ નથી કરી શકતી. લોકલાગણી સામું જોઈને જયાં દારૂના ઇજારા જ આપવાનું બંધ કરવાની અને આવા નિમિત્તનો લાભ લઈ દારૂનું ખાતું જ સાફ બંધ કરી દેવાની સરકારની ચોખ્ખી ફરજ હતી, ત્યાં સરકારે તો પોલિસ અને લશ્કરના દેખાવ કરી પરાણે દારૂના ઇજારાનાં લિલામ કરવા હઠ પકડી !

( ન. જી. તા. ૧૩–૩–૧૯૨૧ )

## પ્રજાકીય મદદ

આજે દારૂનિષેધની હિલચાલમાં રાષ્ટ્રસેવકો જે પ્રયત્ન કરી રહ્યા છે અને દારૂના પીઠા ઉપર પહેરો રાખી લોકોની ધર્મબુદ્ધિ જાગૃત કરવાના જે પ્રયત્ન ચાલુ છે તે સફળ થવા દેવા ન દેવા પ્રજાના હાથમાં છે. દારૂનિષેધ એ અનીતિ સામે, વ્યસન સામે એક જાતનું યુદ્ધ છે. અને યુદ્ધના સઘળા નિયમ આમાં પળાવા જોઈએ. રાષ્ટ્રસેવકો જે કામ કરી રહ્યા છે તેમાં આમ પ્રજાએ વિઘ્નરૂપ થવું ન જોઈએ. સામાન્ય પ્રજાની સહાનુભૂતિ દારૂનિષેધ તરફ જ છે એ દેખીતું છે. રાષ્ટ્રસેવકો પ્રત્યે તેમના મનમાં આદરભાવ રહે છે. પણ ઘણીવાર આ સહાનુભૂતિ અને આ આદરભાવ બહુ જ અનિષ્ટ સ્વરૂપ પકડે છે. રાષ્ટ્રસેવકો શાંતિથી પોતાનું કામ કર્યા કરે છે. તેમના ઉપર ગાળોનો કે પથરાનો વર્ષાવ થાય તો પણ તેઓ હસતે મોઢે તે બધું સહન કરે છે. પણ આમ પ્રજા તે કેટલીક વાર સહન કરી શકતી નથી. સામાન્ય લોકોના મનમાં એમ થાય છે કે શાંતિ જાળવવાનો, સહન કરી લેવાનો ધર્મ, સબૂરી અખત્યાર કરવાનો મજહબ તો માત્ર દીક્ષા લીધેલા રાષ્ટ્રસેવકોનો જ છે, પોતે આવા નિયમોથી બંધાયેલા નથી. આ તેમની મનોવૃત્તિ દેશકાર્યને અત્યંત ઘાતક છે. રાષ્ટ્રસેવકો કાંઈ પોતાને માટે સ્વરાજ્ય મેળવવા નીકળ્યા નથી. સ્વરાજ્ય બધાને માટે છે, અને તેથી સ્વરાજ્યની શરતો પણ બધાએ જ પાળવી જોઈએ. જેઓ સ્વરાજ્યની શરતો પાળતા નથી તેઓ શત્રુપક્ષને જાણ્યેઅજાણ્યે મદદ કરે છે. દારૂનિષેધની હિલચાલમાં સામાન્ય પ્રજાએ કેટલાક નિયમો ચોક્કસ પાળવા જ જોઈએ.

પ્રથમ નિયમ એ છે કે દારૂના પીઠા આગળ લોકોએ ભીડ ન કરવી જોઈએ. રાષ્ટ્રસેવકો પ્રેમથી અને બંધુભાવથી પોતાના આડે રસ્તે જનાર ભાઈઓને જ્યાં બચાવવા માગે છે તે પ્રસંગ તમાસાનો નથી. તેને બનતા સુધી ખાનગી જ રાખવો જોઈએ; તો જ તેની પવિત્ર અસર સચોટ થાય. સેવકો પર કોઈ હુમલો કરતો નથી કે જેને લીધે તેમનો બચાવ કરવા તમારી જરૂર હોય. અને એવો હુમલો થવાનો સંભવ હોય તોપણ તમારે બેજવાબદાર રીતે પીઠા આગળ ભેગા ન થવું જોઈએ. તમારી મદદની જરૂર હોય તો પ્રબંધકર્તા તમારી પાસેથી તે માગી લેશે. હુમલા સામે જોર કરવાનું નથી, પણ સત્યાગ્રહ કરવાનો છે. એટલા માટે જ તમારી મદદ માંગવામાં નથી આવતી. તમારી સહાનુભૂતની કદર પ્રબંધકર્તાઓ કરતા નથી એમ નથી.

બીજો નિયમ એથીયે મહત્ત્વનો છેઃ જ્યારે દારૂ પીનાર માણસ સ્વયંસેવકના ઉપદેશને ગણકારતો નથી અથવા તેને ધક્કો મારી પીઠામાં ઘૂસે છે ત્યારે સ્વયંસેવક એ બધું શાંતિથી સહન કરે છે. કેમકે દારૂ પીનાર ઉપર જો કંઈ પણ અસર થતી હોય તો તે આ શાંત સહનશીલતાની જ થાય છે. પતિત માણસના આત્માને જાગૃત કરવાનો એ જ એકમાત્ર ઉપાય છે. તમે એવા માણસ ઉપર ક્રોધ કરી તેને ધિક્કારશો અથવા પોતાને સાત્ત્વિક ક્રોધના અધિકારી માની તેને સજા કરવા જશો તો તમે તે છેલ્લો અને એકમાત્ર ઉપાય નષ્ટ કરી દેશો. તમારા આ અવિવેકથી બિચારા રાષ્ટ્રસેવકની તપશ્ચર્યા બરબાદ થઈ જાય છે અને તમે દારૂનિષેધના શત્રુઓની સંખ્યામાં વધારો કરો છો. તમારા આચરણની અસર દેશ ઉપર જરૂર થવાની અને તે બહુ જ ખોટી થવાની. એટલા માટે જ્યારે દેશમાં કંઈ પણ વ્યવસ્થિત કાર્ય ચાલે છે ત્યારે અવ્યવસ્થિત કાર્ય–બેજવાબદાર કાર્ય–કોઈએ ન કરવું જોઈએ. પ્રજા આ બે નિયમ જો બરાબર સારી પેઠે સમજી જશે તો સ્વલ્પ પ્રયત્ન પણ મહત ફલદાયી નીવડશે.

( ન. જી. ૩–૪–૧૯૨૧ )

## પહેરાની અસર

" આ અર્ધનગ્ન માણસની મહાન નૈતિક અસરને લીધે સેંકડો ગામડાં સંપૂર્ણ મદ્યત્યાગી થઈ ગયાં છે, અને બીજાં સેંકડો થાય છે." ૧૯૨૧ની આપણી દારૂનિષેધની હિલચાલનું વર્ણન કરતાં પુસીફૂટ જૉનસને ઉપરનું વાકય લખ્યું હતું. એ મહાન નૈતિક અસરનું માપ આંકડાઓથી કાઢવા જેવું છે. તે પરથી જણાશે કે પીઠા પર પહેરો ભરવાની પદ્ધતિ કેટલી સફળ છે.

### સરકારી આવકમાં ઘટાડો.

ઇ. સ. ૧૯૨૦–૨૧માં હિંદી સરકારની દારૂની આવક રૂા. ૨૦,૪૩,૬૫,૩૫૯ હતી. પીઠાંની ચોકી હિંદના કેટલાક ભાગોમાં થોડાક માસ માટે જ ચાલી હતી. તેને પરિણામે ઇ. સ. ૧૯૨૧–૨૨ માં એ આવક રૂા. ૧૭,૧૮,૬૧,૯૧૪ રહી. એટલે સવાત્રણ કરોડનો એટલે કે લગભગ ૧૬ ટકાનો ભારે ઘટાડો થયો !

મુંબઈ ઇલાકામાં હિલચાલ ઠીકઠીક જોરમાં હતી. ત્યાં લગભગ ૨૬ ટકા આવક ઘટી ગઈ હતી. એના આંકડા આ પ્રમાણે છે:

| | |
|---|---|
| ૧૯૨૦–૨૧માં | રૂા. ૪,૬૦,૬૭,૮૪૩ |
| ૧૯૨૧–૨૨માં | રૂા. ૩,૪૨,૬૮,૭૫૨ |

આ ઘટાડો તો સરકારી આવકનો થયો. પરંતુ ગરીબના ઘરમાં તો તેથી કેટલાયે વધારે પૈસા બચ્યા હશે.

### માદક પદાર્થોનો વાપર ઘટયો

મુખ્ય પહેરો તો દારૂનાં પીઠાં પર હતો. છતાં એ આત્મશુદ્ધિના આંદોલનની અસર બધી જ બદીઓ પર વ્યાપી છે એ ચોખ્ખું દેખાય છે:

[ આંકડા સિંધ બાદ કરતાં મુંબઈ ઇલાકાના છે. ]

દેશી દારૂ ( પ્રૂફ ગૅલનમાં )

| | ૧૯૨૦–૨૧ | ૧૯૨૧–૨૨ | ૧૯૨૦થી કેટલા ટકા ઘટાડો ? |
|---|---|---|---|
| શહેરોમાં | ૧૪,૬૩,૭૭૨ | ૧૨,૦૮,૧૫૫ | ૧૭.૫ |
| ગામડાંમાં | ૧૧,૫૧,૦૧૭ | ૮,૯૩,૨૦૦ | ૨૨.૪ |
| કુલ | ૨૬,૧૪,૭૮૯ | ૨૧,૦૧,૩૫૬ | ૧૯.૦૬ |

તાડી ( ગૅલન )

| | |
|---|---|
| ૧૯૨૦–૨૧ | ૧,૨૫,૬૨,૭૫૧ |
| ૧૯૨૧–૨૨ | ૯૯,૪૯,૮૭૯ |
| ઘટાડો | ૨૦.૮ ટકા |

અફીણ ઇ૦ (શેર)

| | અફીણ | ગાંજો |
|---|---|---|
| ૧૯૨૦–૨૧ | ૪૨,૬૪૮ | ૪૧,૨૭૩ |
| ૧૯૨૧–૨૨ | ૩૦,૯૦૮ | ૩૮,૬૭૨ |
| ઘટાડો | ૨૭.૫ ટકા | ૬ ટકા |

### ગેરકાયદેસર વાપર પણ ઘટ્યો !

આવું દીવા જેવું પરિણામ આવવા છતાં સરકાર આંખમાં ધૂળ નાખવા પ્રયત્ન કરે છે ને કહે છે[1] કે ગેરકાયદેસર વાપર વધી ગયો હતો. સરકારી આંકડા જોતાં ઊલટું જ માલૂમ પડે છે. ૧૯૨૦ તથા ૧૯૨૧ની સાલમાં આબકારી ગુનાના આંકડા આ મુજબ છે:

---

૧ “ નિવેદનના વર્ષ દરમ્યાન ... આખા દેશમાં અસહકારીઓ અને બીજા ઉતાવળિયા દારૂનિષેધકો કલાલોના ધંધાને ભારે હાનિ પહોંચાડવામાં ફાવ્યા હતા ... તેથી આ વર્ષમાં હિંદના કેટલાક ભાગોમાં આબકારી આવકમાં ભારે ઘટાડો થયો હતો. પણ પ્રજામાં દારૂનો વાપર ઠીક ઠીક ઘટ્યો એમ માનવાને થોડું કારણ છે. ખરેખર, કેટલાક પ્રાંતોમાંથી તો એમ કહેવાયું છે કે બિનજકાતી વાપર થોડાં વર્ષોમાં નહોતો એટલો બધો વધી ગયો છે.”

( ઇંડિયા, ૧૯૨૧–૨૨; પાનું ૨૨૫–૨૬ )

| | દારૂના | ગાંજા ઇ૦ ના | અફીણના |
|---|---|---|---|
| ૧૯૨૦ | ૨,૧૨૫ | ૨૫૨ | ૩૭૬ |
| ૧૯૨૧ | ૧,૯૦૫ | ૧૦૭ | ૨૩૩ |

એટલે ઘટાડો અનુક્રમે ૧૦, ૫૭, ૪૦ ટકા થયો !

અને શરાબખોરીના ગુના પણ સારી પેઠે ઘટેલા માલૂમ પડે છે:

| | |
|---|---|
| ૧૯૨૦–૨૧ | ૬,૫૫૨ |
| ૧૯૨૧–૨૨ | ૪,૪૮૫ |

એટલે ૩૧ ટકા ઓછા થયા !

આ ગુનાનો ઘટાડો આપણી ચળવળ આત્મશુદ્ધિની છે એનો સચોટ પુરાવો છે.[૨]

## કાયમી ફળ

સરકારે એક બીજો વાંધો કાઢયો છે કે ચળવળ શમી જાય એટલે વ્યસની લોકો પાછા વ્યસને વળગે છે; એટલે દારૂનિષેધના સાધન તરીકે આનો ઉપયોગ નથી.[૩] એ ન્યાયે તો જેલફાંસી યોજ્યા છતાં ગુના નથી અટકતા એટલે એને નકામાં ગણી સરકાર કેમ કાઢી ન નાંખે ?

---

૨ પરંતુ સરકારને એ સૂજતું નથી યા કબૂલ કરવું નથી. એટલે મુંબઈ સરકારના ૧૯૨૧–૨૨ ના આબકારી ખાતાના નિવેદનમાં આમ લખીને ઉડાવવાનો એણે પ્રયત્ન કર્યો છે:

“દેશી દારૂ અને તાડી ૨૦ ટકા ઓછાં વપરાયાં એનું આખું કારણ પીઠાંની ચોકી હતું એમ માની શકાતું નથી. કારણકે અફીણમાં પણ એટલો જ ઘટાડો થયો છે અને ગાંજા વગેરેમાં પણ થોડો થયો છે. આ જે ઘટાડો થયો એનું કારણ દારૂનાં પીઠાં પરની ચોકી ન હોઈ શકે; એને લીધે તો ઊલટો વધારો થવા કારણ મળત. ચોકીની અસર વધારે કે ઓછી ગમે તેટલી હોય, પરંતુ એ નક્કી ક્ષણિક હતી. બુદ્ધિના પાયા પર નહિ રચાયેલી ચળવળમાંથી બીજા શાની આશા રખાય ?”

૩ જુઓ મુંબઈ આબકારી નિવેદન, ૧૯૨૧–૨૨; પાનું ૩

અને આપણી પ્રવૃત્તિ તો જેલફાંસી જેવી નથી. જેલફાંસીને લીધે તો ગુના વધ્યા છે એમ સમાજશાસ્ત્રીઓ ફરિયાદ કરે છે, જ્યારે દારૂનિષેધની પ્રવૃત્તિ શુદ્ધિકર નીવડે છે. તેની અસર સમાજમાંથી નાશ નથી પામતી. ઉપરાંત, એક વર્ષમાં પ્રજાએ કરોડો રૂપિયા બચાવ્યા તથા એટલો દારૂ ન પીધો એ ઓછો ફાયદો છે? શાંત પહેરાની પદ્ધતિ વિષે કહી શકાય કે–

**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ।**

( આ ધર્મનું થોડું સરખું પાલન પણ મહાન ભયમાંથી બચાવે છે. )

હરેકરીતે ફળદાયી આ દારૂનિષેધપદ્ધતિની શક્તિ ભારે છે, પરંતુ તેને આપણી અશાંતિ અને અધીરાઈને લીધે ૧૯૨૧માં બંધ કરવી પડી. એટલે એ એકમાત્ર ભય ટાળીએ તો આપણને સ્વરાજ્યપ્રાપ્તિ સારુ એક ભારે શક્તિશાળી શસ્ત્ર મળ્યું છે એ સિદ્ધ વાત છે.

( ન. જી ૨૯–૬–૧૯૩૦ ) મ.

# ખંડ ૭

# બહેનોને

એક મહાન પ્રજાને હલાવવાને સારુ મહાન કારણની જરૂર હોય છે. ગૃહરક્ષા મહાન કારણ છે અને અમેરિકા તેવી મહાન પ્રજા છે.

(અમેરિકાના સ્ત્રીજગતની તાજ વિનાની
રાણી મિસ વીલર્ડ)

સ્વરાજ એ કાંઈ ખાસ હક નથી, પણ લાયકાત છે. એ કેળવ્યે જ આવે. એ કેળવવાની સુંદરમાં સુંદર તક ગાંધીજીએ બહેનોને આપી છે.........પરદેશી કાપડનો મોહ ત્યજી સ્ત્રીઓ આત્મશુદ્ધિ કરે - અને દારૂની બદીમાંથી પુરુષોને બચાવી તેમની શુદ્ધિ કરે - આ રીતે ગૃહસંસાર શુદ્ધ થશો, અને સ્વાતંત્ર્યલક્ષ્મી પ્રસન્નતાથી દેશમાં વિચરશે.

( કાકા કાલેલકર )

# ગુજરાતની બહેનો

જ્યારે શ્રી૦ વાસંતી દેવી દાસ, ઊર્મિલા દેવી સેન અને સુનીતિ દેવી પકડાયાં ત્યારે અમદાવાદની કેટલીક બહેનોએ નિશ્ચય કર્યો કે તેમણે સ્વયંસેવકદળમાં ગોઠવાઈ જવું ને જેલયાત્રાનો માર્ગ શોધવો. આ નિશ્ચયને પરિણામે પ્રતિજ્ઞાપત્ર બહેનોની આગળ મૂકવામાં આવ્યાં. પ્રથમ વાત એવી હતી કે પચાસ નામ નોંધાય એટલે યાદી બહાર પાડવી. આ તો મહાસભાની બેઠક પહેલાંની વાત.

દરમિયાન બંગાળી બહેનો તો છૂટી. સરકારમાં તેઓને સંઘરવાની તાકાત ન હતી. તેથી અમદાવાદની યાદી બહાર પાડવાનું મુલતવી રહ્યું. છતાં સહીઓ તો જારી જ રહી. પરિણામે લગભગ ૧૪૦ સહીઓ થઈ છે, હજુ થયે જાય છે. આમાંની ત્રણ બહેનોને જેલયાત્રાનો ઠીક અનુભવ છે.

પણ સહી થયે શું થયું? એ સહીની પાછળ જે નિશ્ચય મનાયો છે તે અમૂલ્ય છે.

પણ જેમ સહીની કિંમત છે તેમ લેનારની જવાબદારી વધે છે. વળી એ વિચારને ઉત્પન્ન કરનારો હું છું તેથી મારી જવાબદારી વધારેમાં વધારે છે.

જો માત્ર એક સરકારને દૂર કરી બીજી સરકારને દાખલ કરવાની વાત હત તો સ્ત્રીવર્ગને આગળ પડવાની સલાહ હું ન જ આપત. તેવા કામમાં બહુ ગંદકી છે એમ હું જોઈ ચૂકયો છું.

પણ આ લડતને અંતે તો રામરાજ્ય, ધર્મરાજ્યની આશા રહેલી છે. આ લડતને અંતે ગરીબોને આશ્રય મળવાની આશા છે. આ લડતને અંતે સ્ત્રીઓને સુરક્ષિત થવાની આશા છે. આ લડતને અંતે હિંદુસ્તાનમાં ભૂખે પીડાતાની ભૂખ ટળવાની આશા રહેલી છે. આ લડતને અંતે રેંટિયાનો પુનરુદ્ધાર થવાની આશા છે. આ લડતને અંતે એક બીજી કોમો વચ્ચેનાં ઝેર ઓછાં થવાની આશા રહેલી છે. આ લડતને અંતે અસ્પૃશ્ય ગણાતી જાતિની અસ્પૃશ્યતા દૂર થઈ તેઓ પણ ભાઈ સમાન ગણાવાની આશા છે. આ લડતને અંતે શરાબખાનાં ને શરાબની ટેવ બંધ થવાની આશા છે. આ લડતને અંતે ખિલાફતની અને ગાયની રક્ષા થવાની આશા છે. આ લડતને અંતે પંજાબનો જખમ રુઝાવાની આશા છે, આ લડતને અંતે પ્રાચીન સભ્યતાને પોતાનું સ્થાન મળવાની ને દરેક ઘરમાં જેમ ચૂલો છે તેમ કામધેનુ રેંટિયો દાખલ થવાની આશા રહેલી છે.

આવી જેમાં શુભાશાઓ રહેલી છે તે પ્રવૃત્તિથી સ્ત્રીઓ કેમ વિમુખ રહી શકે? તેથી સ્ત્રીઓને આગળ પડી પોતાનો ભાગ આપવા હું વીનવી રહ્યો છું. તેવી આશાએ જ આખા હિંદુસ્તાનની સ્ત્રીઓમાં ઉત્સાહ આવ્યો જોઉં છું.

છતાં એ ઉત્સાહથી ભોળવાઈ મારે સ્ત્રીઓને જેલ જવાની પણ સલાહ આપવી? મને લાગ્યું કે મારાથી બીજું થઈ જ ન શકે. જો હું ઉત્તેજન ન આપું તો હિંદુસ્તાનની સ્ત્રીઓ ઉપર રહેલી મારી શ્રદ્ધાને ઝાંખપ લાગે. સ્ત્રીઓ વિના યજ્ઞ અધૂરો રહે. જેટલી પુરુષને તેટલી જ સ્ત્રીને નિર્ભયતાની જરૂર છે. એથી મેં વિચાર્યું કે ભલે સ્ત્રીઓ નામ નોંધાવી જેલની વાતની ને જેલના ખ્યાલની ટેવ પાડે. વળી મેં વિચાર્યું કે જો સ્ત્રીઓને જેલના વિચારથી અકળામણ નહિ થાય તો પુરુષનો જેલ જવાનો માર્ગ સીધો થઈ જશે.

પણ જેમ મારી જવાબદારી છે તેમજ જે બહેનોએ પહેલ કરી છે તેમની છે. નામ નોંધાવ્યાં એટલે હવે બહેનોએ કામ કરતાં

થઈ જવું જોઈશે. શરાબની દુકાનોની ચોકી બહેનો રાખી શકે છે. તેમની ચોકીથી શરાબ પીનારા જરૂર શરમાશે. બહેનો તેવું કામ કરવા ઇચ્છે તો તેઓએ અબ્બાસ સાહેબની જેમ પાટિયાં પહેરવાં જોઈશે, તેઓએ શરાબ પીનારનાં ઘર શોધી તેમને વીનવવા જવું જોઈશે. બહેનોને મારી પ્રથમ સૂચના તો એ છે કે તેઓ શરાબની ચોકીને હમણાં મુલતવી રાખી ખાદી વેચવા નીકળી પડે. શુદ્ધ ખાદી બધી ખાદીની દુકાનોમાં મળતી નથી. વળી જેઓએ સ્વદેશીનો વિચાર નથી કર્યો તેઓ શુદ્ધ ખાદી લેવા દુકાનો પર જતા નથી. તેઓને તો ઘેર જઈને અપાય તો જ તેઓ પહેરે. બહેનોએ જો ખાદી પાસે રાખી હોય તો તેઓ પરદેશી કપડાં કે મિલનાં પણ કપડાં પહેરેલાં હોય તેમને ખાદી દેખાડી લલચાવી શકે છે. તેઓએ ઘેર ઘેર ફરી ખાદી વેચવી જોઈએ. ખાદીની ટોપીઓ સાથે રાખે ને તે પણ વેચે. આમ કરતાં તેઓ નિર્ભય બનશે ને સરકાર તેમને પકડવા લલચાશે. જ્યાં સુધી તેઓના કામની અસર સરકારની મહેસૂલ પર નહિ પડે અથવા બીજી રીતે લોકોનું જોર વધવા તરફ નહિ પડે ત્યાં લગી સરકાર ઓરતોને પકડવાની નથી. અને ઓરતોમાં સંઘશક્તિ વગેરે આવી જાય ત્યાર પછી જ તેઓનું જેલમાં રહેવું વધારે શોભશે.

મારી એવી પણ ઉમેદ છે કે બહેનોએ જે પ્રતિજ્ઞા લીધી છે તેનું તેઓ પૂરું પાલન કરશે. તેઓ શાંતિ રાખશે એમ માનું છું. તેઓ હિંદુ મુસલમાન સર્વની સાથે મહોબત રાખશે એ પણ માનું છું. પણ તેઓ ઘરમાંયે શુદ્ધ ખાદી પહેરશે? તેઓ ભંગી ઢેડને ભાઈ ગણશે? તેઓને એઠો કે ગંદો ખોરાક આપવો બંધ કરશે? તેઓને અડતાં નહિ અભડાય? જે બહેનોએ સહી કરી છે તેમાં બધા વર્ણ આવી જાય છે. તેટલી બહેનો સમજપૂર્વક પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરશે તો ૧૪૦માંથી ૧૪૦૦ થતાં ને તેમાંથી ૧૪ લાખ થતાં વખત નહિ લાગે.

( ન. જી. ૧૫-૧-૧૯૨૨ )

# પહેરો બહેનોનું કામ

૧

જો ગુજરાતી બહેનો આ પુણ્યકાર્ય માથે લે તો આપણે જૂન માસ પહેલાં ગુજરાતમાંથી તો દારૂની જકાત કાઢી શકીએ. તેઓએ દરેક જિલ્લામાં જ્યાં જ્યાં દારૂનાં પીઠાં છે ત્યાં ત્યાં પહોંચી વળવું જોઈએ. જઈને પ્રથમ તો તેના માલિકોને વીનવવા જોઈએ, ને તે ન માને એટલે પીનારને. બહેનો તો આકરા શબ્દો ન જ વાપરે. 'તમે અમારા ભાઈ કહેવાઓ, અમારા ભાઈ દારૂ ન જ પીએ, વાસ્તે તમે ઈશ્વરનું નામ લઈ દારૂ છોડી દો.' આટલું જ તેમનું ભાષણ હું તો માગું. મારી ખાતરી છે કે ઘણા દારૂ પીનારા તો શરમાઈને ચાલ્યા જવાના. કદાચ ન જાય, મર્યાદા ન રાખે ને બહેનોને ગાળો પણ દે. તોયે શું? બહેનો એટલી ગાળો પણ ભારતવર્ષને ખાતર સાંખે. કોઈ શહેરની બહેનો પહેલ કરશે તો બીજી ઉપાડી લેશે એવી મારી ખાતરી છે.

( ન. જી. ૨૭–૩–૧૯૨૧ )

૨

પારસી ભાઈઓ અને બહેનો રાષ્ટ્રીય ચળવળમાં, ખૂબ ભાગ લેતાં થયાં છે. ભાઈ ગોદરેજે તો તેમનો આખો તિજોરીનો ધંધો દેશને જ સારુ ચલાવવાનું ધારેલું છે. પારસી જુવાનો દારૂનાં પીઠાંઓ પર ચોકી કરવા નીકળી પડયા છે. પારસી ગૃહસ્થો ખાદી પહેરવા લાગ્યા છે. હિંદના દાદાની પૌત્રી બહેન પેરીને પગથી માથા

લગી જાડી ખાદીનો પોષાક ગ્રહણ કર્યો છે. પારસી બહેનોએ પોતાનાં જવાહીરો તિલકસ્વરાજફંડમાં આપ્યાં છે. પારસી રાજકીય સભાએ તિલકજયંતિ એમ્પાયર થિયેટરમાં ઊજવી. હવે એક પારસી બહેને દારૂનાં પીઠાંની ચોકીદારીમાં ભાગ લેવાની મુંબઈમાં માગણી કરી છે ને બીજી બહેનોને તેમાં ભાગ લેવા સૂચવે છે. તે બહેન જણાવે છે કે જો બીજી બહેનો પણ આ કામમાં દાખલ થાય તો અત્યારે પીઠાંઓના પહેરાઓની બાબતમાં ખૂનરેજીનો જે ભય રાખવામાં આવે છે તે ઘણે ભાગે દૂર થાય, અને નઠારા માણસો પણ પહેરેગીર બને છે એવો જે આરોપ હાલમાં મૂકવામાં આવે છે તેમાંથી પણ આપણે મુક્ત થઈએ. એ બહેનને હું ધન્યવાદ આપું છું.

(ન. જી. ૩૧–૭–૧૯૨૧)

૩

આ કામમાં હું બહેનોની મદદ માગું છું. બહેનો દારૂ પીનારના ઘરમાં જાય ને તેમને વીનવે. મેં મુક્તિફોજની બહેનોને આવાં કામ કરતાં ભાળી છે. તેમ જ હિંદી બહેનો કાં ન કરે? શું હિંદુસ્તાનમાં હિંદુ, મુસલમાન કે પારસી બહેનો આના કરતાં કંઈ ઓછું કરશે? શું દારૂની બદીમાં ફસાયેલાઓ એમના ભાઈઓ નથી? હું એ દારૂ પીનારાઓને સમજાવવા જાઉં તો મારી સાથે કે બીજા પુરુષો સાથે એ કજિયા કરવાના છે. પણ એક સ્ત્રીનું તેઓ અપમાન કે અનાદર નહિ કરે. તમને ન સમજે એવા એ હેવાન નથી. તમારો હાથ અડતાં તે સાનમાં આવશે અને પાછું પગલું ભરશે. અને તમારી આંખમાં પ્રેમ અને અમી વરસતાં હશે એ જોઈને જ આ તો સતી કે કોઈ યોગિની આવી છે એમ તેને થશે અને શરમાઈને દારૂ છોડશે.

તમે બહેનો દારૂ પીનારાઓનાં બૈરાંછોકરાંઓને ઓળખતાં થશો, એમનાં રખડુ અભણ છોકરાં સાથે દોસ્તી કરશો, અને તેમની પાસે

ઉપર આભ અને નીચે ધરતી સિવાય કંઈ નથી છતાં તે પીધે રાખે છે તે જોશો ત્યારે આ પવિત્ર કાર્ય કરવા માટે પ્રેરાયા વિના રહેશો નહિ.

સરકાર મને જેલમાં લઈ જાય તો આ સંદેશો હું બહેનોને માટે મૂકી જાઉં છું. ગુજરાતી બહેનો આવી વાતમાં કસાયલી છે. તેમના જેટલી તાલીમ હિંદમાં બીજી કોઈ જગ્યાએ બહેનોને મળી નથી. તેથી મીઠુબહેન જે ક્ષેત્ર તૈયાર કરીને બેસી રહેલ છે તે ક્ષેત્રમાં બધી બહેનો ઝંપલાવે.

આ અહિંસક લડાઈમાં પુરુષો કરતાં પણ બહેનો વધારે ભાગ લઈ શકે, કારણ કે સ્ત્રીઓ તો ત્યાગ અને દયાની મૂર્તિ એટલે અહિંસાની મૂર્તિ છે. પુરુષ અહિંસાધર્મ બુદ્ધિથી સમજે છે, જ્યારે સ્ત્રી અહિંસા પીને જ જન્મેલી છે. પુરુષ તો જરાક જેટલી જવાબદારી ભોગવી છૂટી જાય છે, ત્યારે બહેનોને તો ધણીની, બાળકોની અને કુટુંબીઓની સેવા કરવાની રહેલી છે.

પારસીઓએ તો મને તેમના દેવા નીચે કચરી નાંખ્યો છે. તેમણે તેમના પ્રેમપાશમાં મને ગુલામ બનાવી દીધો છે. અને ગુલામને માલિક પાસેથી માગવાનો અધિકાર મળે છે. આ આત્મશુદ્ધિના યજ્ઞમાં તમે મને પૈસાથી ડુબાડી દેશો કે સ્વયંસેવકો આપશો તેથી મને સંતોષ નથી થવાનો. પણ સંતોષ તો મને ત્યારે જ થશે કે જ્યારે સમસ્ત પારસી કોમ આ મારી અરજ સાંભળે અને મીઠુબહેન જે કામ કરી રહેલ છે તે કામને પારસી ભાઈબહેનો અપનાવી લે.

( ન. જી. ૧૩–૪–૧૯૩૦ )

# દાંડીની પરિષદમાં

૧૯૨૧માં હું હાર્યો, કારણ કે મેં માનેલું કે પુરુષો એ કામ બરોબર પાર ઉતારશે. બહેનોનું એ કામ નહિ, તેમાં જોખમ છે, એવી મેં ગણતરી કરેલી. મારી એ ગણતરી ભૂલભરેલી નીવડી. જોખમ તો વધુમાં વધુ બહેનો ઉઠાવતી આવી છે. સંસાર ચાલે છે કારણ કે બહેનો ભારે જોખમ ઉઠાવે છે. આથી મેં '૨૧ માં બહેનોને અન્યાય કર્યો, તેમની શક્તિમાં અશ્રદ્ધા દર્શાવી, અને પુરુષોને ચોકીનું કામ સોંપ્યું. પરદેશી કાપડની દુકાનો ઉપર, દારૂનાં પીઠાં ઉપર '૨૧ માં ધમધોકાર ચોકી ચાલી, કેટલીક જગાએ સચોટ અસર થઈ. પણ પુરુષો જરા ભૂલ કરે, જરા બળાત્કાર કરે એટલે બધું ધૂળ મળે. ધમકીથી ક્યાં સુધી નભે? મારે તો શાંતિથી કામ કરવું છે, સામા માણસને ડરાવીને નહિ, હૃદયપલટા કરાવી મારે કામ કરવું છે. એવો હૃદયપલટો સારામાં સારી રીતે બહેનો જ કરાવી શકે. પુરુષો ચોકી કરતાં કદાચ મિજાજ ગુમાવે, ગાળો દે, બળાત્કાર કરે એવું બને; પણ બહેનો માટે તો એવું કદી કલ્પી પણ ન શકાય. ઇતિહાસે કદી પણ બહેનોને હિંસા કરતી નથી બતાવી. તેણે તો તેને હંમેશાં સહનશીલ જ ચીતરી છે. અને આપણું યુદ્ધ કંઈ શસ્ત્રોનું નથી, શાંતિનું છે. અને શાંતિ તો

બહેનોનો સ્વધર્મ છે. તેમાં તે સહેલાઈથી ગાજી શકે, પુરુષો કરતાં વધુ શોભી શકે. મીઠાનો કર જતાં ૭ કરોડ બચશે. પણ બહેનો તો દારૂના ૨૫ કરોડ અને પરદેશી કાપડના ૬૦ કરોડ, આમ મીઠું, દારૂ અને કાપડના કુલ ૯૧ કરોડમાંથી ૮૫ કરોડ જેટલા બચાવી શકશે. આટલું આપણે બચાવીએ એટલે સ્વરાજ મળ્યું જ છે એ વિશે મને સંદેહ નથી. હું છાતી ઠોકી કહી શકું છું કે તેમ થાય તો સ્વરાજ દૂર નથી. આમ મારે બહેનોની મદદથી સ્વરાજ લેવું છે. શાંતિનો સંગ્રામ તેમનો ઇલાકો છે. બીજાના હૃદયમાં પેસવાનું અને તેને પિગળાવવાનું કામ બહેનો જ સારામાં સારી રીતે કરી શકે. એથી પરદેશી કાપડનો બહિષ્કાર કરાવવાનું અને દારૂ તાડી છોડાવવાનું કામ ઉપાડી લેવા બહેનોને મેં વીનવી છે.

( 'બારડોલી સત્યાગ્રહ' : ૧૬–૪–૧૯૩૦ )

# બહેનો પ્રત્યે

## ૧

કેટલીક બહેનો સવિનય ભંગમાં ભાગ લેવાને અત્યંત અધીરી થઈ રહી છે. એમની અધીરાઈ મને ગમે છે. જ્યારથી હું વિચાર કરતો થયો છું ત્યારથી સમજતો આવ્યો છું કે સ્ત્રીઓની ઉન્નતિ વિના હિન્દુસ્તાન કદી શુદ્ધ સ્વરાજ નહિ ભોગવી શકે. તેથી મારી દરેક પ્રવૃત્તિમાં એવી ગોઠવણ રહેલી જ હોય છે કે જેથી સ્ત્રીઓ ઇચ્છે તો પુરુષના જેટલો જ ભાગ લઈ શકે.

હિંદુસ્તાનની અસંખ્ય સ્ત્રીઓ અભણ છે એનું મને પૂરતું ભાન હોવાથી ભણતરનો અભાવ હોવા છતાં તેઓ પોતાનું સ્થાન કઈ રીતે પામી શકે એ વિચારમાંથી જ કેળવણી વિષેના મેં માનેલા સિદ્ધાંતો ઉદ્ભવ્યા છે; અને તેમાંથી જ સ્વરાજ મેળવવાનાં સાધનો ઘડાયાં છે. હવે તો હું એમ દાવો કરીને કહી શકું છું કે હિંદુસ્તાનની બહેનો ધારે તો પુરુષોના કરતાં વધારે ફાળો ભરી શકે એવી આ લડત ગોઠવાયેલી છે. ખાદીની આખી પ્રવૃત્તિ બહેનોને આધીન છે. તેઓ પોતાનો સહકાર ન આપે તો એ પ્રવૃત્તિ આજે બેસી જાય. પુરુષો જેટલા ખાદીપ્રવૃત્તિને નભાવી રહ્યા છે તેના કરતાં ઓછામાં ઓછી પાંચગણી સંખ્યા બહેનોની છે. ખરું જોતાં તો દસગણી માનવી જોઈએ, કેમકે આઠ કલાક ચાલતી એક સાળને સારુ દસ બહેનો કામ કરતી હોવી જોઈએ. સાળોને સૂતર પૂરું પાડવામાં પુરુષોનો હિસ્સો ઘણો જ થોડો છે એ સૌ કોઇ જાણે

છે, પણ ખાદીપ્રવૃત્તિનાં બીજાં અંગમાં ઠીક સંખ્યામાં સ્ત્રીઓ પણ ભાગ આપી રહી છે. સાળ તો ઘણી સ્ત્રીઓ ચલાવે જ છે. એટલે ખાદીને વિષે તો સિદ્ધ થઈ ચૂકયું છે કે એ પ્રવૃત્તિ કેવળ બહેનોને જ આધીન છે, અને એ પ્રવૃત્તિને લીધે જ હિંદુસ્તાનના ઇતિહાસમાં કદી નહિ થયેલી એવી અને કોઈની કલ્પનામાં કદી નહિ આવેલી એવી પ્રગતિ બહેનોએ કરેલી છે. મારી આખા હિંદુસ્તાનની ત્રણ વખતની પ્રદક્ષિણામાં હું એ જ જોઈ શકયો અને આજે ગુજરાતમાં કૂચ કરતાં પણ એ જ જોઉં છું; તે એટલે સુધી કે આપણે ત્રિરાશિની જેમ હિસાબ કરી શકીએ. એટલે કે જેટલે અંશે જ્યાં રેંટિયો ચાલ્યો છે તેટલે અંશે ત્યાં સ્ત્રીઓમાં જાગૃતિ થયેલી છે.

આમ વિચાર કરતાં અને બહેનોની સવિનય ભંગમાં ભાગ લેવાની અધીરાઈનો વિચાર કરતાં મને તો એમ લાગ્યું છે કે જો બહેનો ખરેખર જોખમમાં ઊતરવા ઇચ્છતી હોય, હિંદુસ્તાનના જ નહિ પણ જગતના ઇતિહાસ ઉપર પોતાની છાપ પાડવા ઇચ્છતી હોય, હિન્દુસ્તાનની સભ્યતાનો પુનરુદ્ધાર કરવા ઇચ્છતી હોય તો તેમણે પોતાનું કંઇક વિશેષ ક્ષેત્ર શોધી લેવું જોઈએ. આ દષ્ટિએ હવે વિચાર કરીએ. સવિનય ભંગમાં બહેનો આવવાને ઇચ્છે ત્યારે થોડા જ દિવસમાં આવી શકશે. પણ નવું ક્ષેત્ર શોધ્યા પછી બહેનોને મીઠાના કાયદાના સવિનય ભંગમાં નોતરવામાં મને મુદ્દલ રસ નથી આવતો. બહેનો તેમાં આવશે તે પણ પુરુષોમાં ખોવાઈ જશે. કેમકે મારી ઉમેદ તો એવી છે કે ઠેકઠેકાણે પુરુષોનાં દળ ઉભરાઈ ઊઠશે. એટલી સંખ્યામાં બહેનો નીકળી પડે એમ હું માનતો નથી. અને નીકળી પડે તો બહેનોને કે ભાઈઓને કંઈ કરવાપણું નહિ રહે, અને મીઠાનો કર નાબૂદ થશે. જેમ જેમ વિચાર કરતો જાઉં છું તેમ તેમ મીઠાનો કર દૂર કરાવવામાં આપણુને બહુ તકલીફ ન પડવી જોઇએ એમ ભાસે છે. પણ મીઠાના કરતાં ઘણું અઘરું કામ

મદ્યપાનનિષેધનું છે. એ પુરુષની હાર હું કબૂલ કરવાને ઇચ્છું છું. ૧૯૨૧ની સાલમાં પુરુષો પીઠાંની ચોકી કરતા હતા, પણ મારે તે બંધ કરવી પડી. કેમકે ઠેકઠેકાણે પુરુષોએ ભૂલ કરી હતી. પીઠાં બળાત્કારે બંધ નથી કરાવવાં. એમ કરાવવામાં પ્રજાશક્તિ વધતી નથી. આપણો ખરો જય પથ્થર જેવી છાતીવાળા પીઠાંના માલેકોનાં હૃદય પિગળાવવામાં અને મદ્યપાન કરનારાં આપણાં ગાંડાં ભાઈ-બહેનોનાં હૃદય ઉપર અસર પહોંચાડવામાં રહેલ છે. આ લોકોનાં હૃદયનું પરિવર્તન કરવું મને લાગે છે કે સ્ત્રીઓનું ખાસ ક્ષેત્ર છે અથવા તેને ખાસ ક્ષેત્ર કરી શકે છે. હૃદયનું સામ્રાજ્ય જેટલા વેગથી સ્ત્રી મેળવી શકે છે તેટલા વેગથી પુરુષ નથી મેળવી શકતો એમ ઇતિહાસ પુરવાર કરે છે. આ મદ્યપાનનિષેધનું કામ ઇચ્છે તો સ્ત્રીઓ આજે ઉપાડી લે. તેને વિષે કલ્પના આ છે:

૧. સારી એટલે ઘડાયેલી સ્ત્રીઓ ઠેકઠેકાણે સત્યાગ્રહ દળ બનાવે અને તેઓ એકલી પીઠાંવાળાઓની પાસે ડેપ્યુટેશન લઈ જાય અને તેમને આ ધંધો છોડી દેવા વીનવે.

૨. શરાબ પીનારાઓને ઘેર પહોંચે અને પીઠાંની પાસે પણ ઊભી રહે, ભજનકીર્તન કરે અને શરાબની દુકાને જનારાઓને જાળમાં ફસાતા રોકે.

આ કામ ઘણી સ્ત્રીઓ ઊલટથી લઈ લે તો ઘણા થોડા સમયની અંદર પાર પડી શકે તેવું છે, અને એકવાર આરંભ થઈ જાય તો શરાબનાં પીઠાં કાયદેસર બંધ થવામાં ઢીલ ન જ થાય. અને શરાબનાં પીઠાં બંધ થયાં, અફીણની દુકાનો બંધ થઈ, એટલે પ્રજાના ૨૫ કરોડ રૂપિયા બચ્યા. પચીસ કરોડનું મહેસૂલ બીજી રીતે હિન્દુસ્તાનમાંથી નીકળી શકે એમ છે. તેથી પરિણામ એક જ આવે. તે એ કે લશ્કરી ખરચ અને દીવાની ખરચમાં પણ ઘણો ઘટાડો થાય, અને તે ઘટાડો એટલે સુધી થવો જોઈએ કે જેથી

રાજ્યનીતિનું રૂપ જ બદલાઈ જાય. આજની નીતિ પ્રજાના અવિશ્વાસ ઉપર રચાયેલી છે. કાલની નીતિ પ્રજાના વિશ્વાસ ઉપર રચાશે. પ્રજાના વિશ્વાસ ઉપર રચાયેલી નીતિમાં ન હોય મોટું છૂપી પોલિસનું ખાતું, ન હોય મોટું લશ્કરી ખાતું.

પણ આ પ્રપંચમાં હું બહેનોને શું ઉતારું? અત્યારે તો એક બીજા ક્ષેત્રની વાત ચર્ચ્યા વિના હું બહેનોની પાસે મદ્યપાન-નિષેધનું જ ક્ષેત્ર રજૂ કરું છું. આ કામ કરવાને ગુજરાત સૌથી બધારે સારું ક્ષેત્ર છે એમ હું માનું છું. એ ક્ષેત્ર તૈયાર કરનારી શરીરે ક્ષીણ એવી પારસણ છે મીઠુબહેન પિટીટ. અને આ ક્ષેત્રની શોધ પણ તેનું અલૌકિક કામ જોઈને જ મને સૂઝી છે. એટલે કરવાનું માત્ર આટલું જ રહે છેઃ મીઠુંબહેનની પ્રવૃત્તિને સોએ ગુણી નાંખવી. એટલે સો બહેનોએ તૈયાર થવું એમ નહિ, પણ બહેનો અસંખ્ય તૈયાર થાય અને પ્રવૃત્તિ સોગણી એટલે અસંખ્યગણી વધારે ચાલે. જે ઢબથી હાલ કામ ચાલી રહ્યું છે તેમાં થોડો ફેરફાર થાય, પુરુષમાત્ર તેમાંથી ખસી જાય. બહેનોનું ચીંધેલું જ કામ તેઓ કરે. પણ મુખ્ય કામ ચોકીનું, લોકોને વીનવવાનું, આજીજી કરવાનું, પીઠાવાળાની પાસે ડેપ્યુટેશન લઈજવાનું તો કેવળ બહેનોનું જ છે.

મેં આ કલ્પનાનું માત્ર દિગ્દર્શન જ કરાવેલું છે. એમાં હકીકતો ભરી શકાય એમ છે. હું ઇચ્છું છું કે બહેનો આમાં પહેલ કરે, અને ચાલતી પ્રવૃત્તિમાં આ ધોધ પણ એટલા વેગથી છોડે કે જેથી પ્રજા હાલી જાય અને સરકાર પણ હાલી જાય,

(ન. જી. ૬–૪–૧૯૩૦)

૨

આ શહેર (વલસાડ) તો સુધરેલું કહેવાય. તમારે ત્યાં ૪૫ હજારની તાડી વેચાય છે એ સુધારાની નિશાની છે એ મારે કબૂલ

કરવું જોઈએ. તો પણ મારા જેવો માણસ, જે સ્વરાજ માટે અધીરો થઈ રહેલો છે, જે મીઠાનો કર કઢાવવા અધીરો થઈ રહ્યો છે, જે સરકારનું જંગલીપણું બંધ કરાવવા અધીરો થઈ રહ્યો છે, એને આવા સુધરેલા શહેરે પણ અત્યારે ન બોલાવવો જોઇએ એમ મારે અદબપૂર્વક કહેવું જોઇએ.

તમે દારૂતાડી કાઢવા શું કર્યું છે? અહીંની બહેનો તો સુધરેલા છે. મેં ઉપર સુધારો કર્યો તેવી સુધરેલી નહિ! તેઓ મધુર સૂરથી ગીતો ગાય છે. તેઓ જો પોતાનાં મધુર ભજનો દારૂ પીનારાઓને સંભળાવે તો સુંદર અસર થાય. આજે બોરપાડ, જલાલપુર અને તળ સુરતમાં બહેનો એ રીતે ભારે અસર નિપજાવી રહી છે. પીઠાંવાળાઓને પોતાનો રોજગાર નહિ ચાલે તો શું થશે એની ચિંતા થાય છે. તેમને ભાઈઓ જઈને મળે અને કહે કે બીજો ધંધો કરો તો બતાવીએ. કાલે કરાડીમાં ચાર પારસી ભાઈઓ મારી પાસે આવ્યા હતા. તેઓ કહેવા લાગ્યા, 'હવે બે મહિના રહ્યા છે તેટલો વખત તાડીનો ધંધો કરી લેવા દો.' મેં તેમની સાથે થોડો વિનોદ કરી લઈ તેમને કહ્યું: 'અત્યારે દેશમાં છોળ ઊડી છે ત્યારે તમારા ધંધાને ખાતર શું હું લોકોને એમ વીનવું કે તાડી ન છોડજો?' તેઓ કહે: 'એમ તો નહિ. પણ પિકેટિંગ શા માટે કરો છો?' 'જો પિકેટિંગ કરવાથી લોકો શરમાઈ પાછા જતા હોય તો હું એમ ન કરું?' મેં એમને પૂછ્યું, 'કોઈ સ્ત્રી તમારા ઉપર કે પીનારા ઉપર જોરજુલમ કરે છે?' તેમણે કબૂલ કર્યું: 'એમ તો ન કહેવાય.'

ચોકી બધી જગાએ બહેનો જ કરે છે, અને એનું પરિણામ સરસ આવે છે. અહીં આટલી બહેનો બેઠી છે તે બધી જો એ પ્રમાણે કામ કરે તો તેઓ ચોવીસ કલાકમાં પીઠાં બંધ કરાવી શકે. ગમે તેવો દારૂડિયો હોય તોપણ તમારો બહેનોનો પ્રેમ એ કેમ ઠેલી શકે?

તમે એમની પાસે જઈ દીન ભાવે કહો: ‘ભાઈઓ, આમ શું કરો છો ?’ એવી વિનવણીથી પીનારાઓ સુધરશે અને પીઠાંવાળાઓ પણ સુધરશે. લોકો બળાત્કાર સહન ન કરી શકે, પણ તમે એમને પ્રેમથી નવડાવો તો એ પ્રેમરસની પાસે એમનો દારૂનો રસ જરૂર સુકાશે. શ્રીમદ્‌-ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે ઉપવાસી માણસના વિષય ઓછા થાય છે પણ તેનો રસ જતો નથી. તે તો ઈશ્વરની પ્રસાદી ઊતરે ત્યારે જ જાય. તમારો પ્રેમ એ પ્રભુની પ્રસાદી છે. એનાથી પીનારનો દારૂ વિષેથી રસ ઊડી જશે એ વિષે મને સંદેહ નથી. જો તમે કંઈક ખરેખર કરવા માગતાં હો તો તમારે ત્યાં જે તાડીનાં ને દારૂનાં પીઠાં કે માંડવા છે તે બંધ કરજો. ખજૂરાં હોય તેટલાંનો નાશ કરજો.

( ન. જી. ૪–૫–૧૯૩૦ )

# ગુજરાત સ્ત્રીપરિષદ

દાંડીમાં તા. ૧૩મી એપ્રિલ ને રવિવારે સ્ત્રીઓની પરિષદ થઈ અને પછી ૧૬મીએ વેજલપુરમાં બીજી થઈ. પહેલીમાં મેં સોએક બહેનોની આશા રાખી હતી તેને બદલે હજાર થઈ, અને બીજીમાં તો માત્ર અમદાવાદથી અને મુંબઈથી કેટલીક બહેનો આવવાની હતી તેમને જ મળવાનું હતું. સુરત જિલ્લાની બહેનો આ વાત જાણતી હતી, એટલે દાંડીના કરતાં પણ વેજલપુરમાં વધારે બહેનોએ હાજરી આપી. તેથી આ બીજી પરિષદ થઈ.

નીચે પ્રમાણે ઠરાવો દાંડીમાં પસાર થયા:

“ ૧. દાંડીમાં તા. ૧૩મી એપ્રિલને દિવસે મળેલી ગુજરાતની સ્ત્રીપરિષદ ગાંધીજીનું વ્યાખ્યાન સાંભળ્યા પછી એવો ઠરાવ કરે છે કે હાજર રહેલી સ્ત્રીઓ દારૂનાં અને તાડીનાં પીઠાંની ચોકી કરશે, એટલે કે પીઠાંના માલિકોને પોતાનો આ ધંધો બંધ કરવા વીનવશે અને દારૂતાડી પીનાઓને આ રાક્ષસી વ્યસન છોડવા પણ વીનવશે. અને એ જ પ્રમાણે વિદેશી વસ્ત્રોની દુકાનવાળાઓને વિદેશી વસ્ત્રોનો વેપાર બંધ કરવા અને વિદેશી વસ્ત્ર લેનારને તે છોડવા વીનવશે અને તે અર્થે દુકાનોની ચોકી કરશે.

“ આ પરિષદ માને છે કે વિદેશી વસ્ત્રનો બહિષ્કાર ખાદીની મારફતે જ થઈ શકે, તેથી હાજર રહેલી સ્ત્રીઓ હવે પછી ખાદીનો જ ઉપયોગ કરશે અને પોતે રોજ બને ત્યાં લગી સૂતર કાંતશે, ૨ પીંજશે અને કાંતવા લગીની બધી ક્રિયાઓ શીખી લેશે અને

કરશે, અને પોતાના પાડોશમાં રહેતાં બહેનો અને ભાઈઓમાં સૂતર કાંતવા લગીની બધી ક્રિયાઓ શીખી લેવાનો અને કરવાનો પ્રચાર કરશે.

"૨. આ પ્રવૃત્તિને અંગે આ પરિષદ નીચેની બહેનોની કાર્ય-વાહક સમિતિ નીમે છે; એ સમિતિને આ પ્રવૃત્તિને અંગે ધારાધોરણ બનાવવાનો ને તેમાં સુધારાવધારા કરવાનો અધિકાર આપે છે, અને સમિતિમાં બીજી બહેનોને ઉમેરવાનો પણ અધિકાર આપે છેઃ

૧. મિસિસ તૈયબજી પ્રમુખ
૨. શ્રીમતી મીઠુબહેન પિટીટ મંત્રી
સભ્યાઓ
૩. શ્રી. મણિબહેન પટેલ
૪. ,, રોહિણી દેસાઇ
૫. ,, ચંદુબહેન

આ પરિષદ આશા રાખે છે કે ગુજરાતની બહેનો આ પ્રવૃત્તિ વધાવી લેશે અને તેમાં ભાગ લેશે."

વેજલપુરમાં એ જ ઠરાવો પસાર થયા, પણ પહેલા ઠરાવના બે વિભાગ પાડવામાં આવ્યા. મદ્યપાનનિષેધના અને ખાદી મારફત વિદેશી વસ્ત્રના બહિષ્કારના એમ બે ભાગ નોખા પાડયા, જેથી એકને જ માનનારી બહેનો તેની જ ઉપર મત આપે. બીજી પરિ-ષદમાં સમિતિમાં ત્રણ નામો ઉમેરાયાં:

શ્રી. શારદાબહેન સુમંત મહેતા
શ્રી. સવિતાબહેન ત્રિવેદી
શ્રી. સૂરજબહેન મણિલાલ

આ મતની કિંમત બહુ આંકવાની નથી. સભામાં એક પણ ઠરાવનો વિરોધ નથી થયો એટલી એની કિંમત છે; એટલે કે હાજર રહેલી સ્ત્રીઓ એ ઠરાવનો અમલ કરવા તૈયાર ન હોય છતાં

તેની વસ્તુને પસંદ કરતી હતી. આ બંને પરિષદમાં ગામડાંની બહેનોની સંખ્યા વધારે હતી. આ વખતની લડત ગામડાંની જ વિશેષ છે. ગામડાંની જાગૃતિ આશ્ચર્યજનક છે. અને આ શુભ ચિહ્ન છે. નિમક, વિદેશી વસ્ત્રનો બહિષ્કાર અને મદ્યપાનનિષેધ એ ત્રણ વસ્તુ ગામડિયાઓને અર્થે વિશેષ છે. તેમાંય સ્ત્રીઓનો લાભ વિશેષ સમાયેલો છે.

આ ઠરાવોની પાછળ થોડીક બહેનો પણ પ્રાણપથારી કરવા તૈયાર હશે તો તે આગળ આવશે. એમ નહિ હોય તો પરિષદ અધૂરી રહેલી ગણાશે. પરિષદમાં થયેલી સ્ત્રીઓની હાજરી કામ લેનાર હોય તો સ્ત્રીઓની કામ આપવાની તૈયારી સૂચવે છે.

પ્રત્યેક સંસ્થાનો પ્રાણ તેની કાર્યવાહક સમિતિ હોય છે. એટલે સમિતિમાં જે બહેનોએ પોતાનાં નામ આપ્યાં છે તે બહેનોની ધગશ, તપશ્ચર્યા અને કાર્યકુશળતા ઉપર કાર્યની સફળતાનો આધાર છે.

મીઠુબહેન પિટીટે તો કાર્યનો આરંભ ઘણા વેગથી કરી દીધો છે. તેમના વર્ણન પ્રમાણે શરાબ પીનારા હોંશેહોંશે તાડીનાં માટલાં ભાંગી નાંખે છે. સુરતમાં શરાબ પીનારા હજારો પોતાની નાતમાં શરાબ નહિ પીવાના ઠરાવો કરવા લાગ્યા છે.

સ્ત્રીઓમાં આત્મવિશ્વાસ આવી જાય, શ્રદ્ધા જામે તો જે ભય રાખવામાં આવે છે તેને સારુ કંઈ કારણ નથી એમ બહેનો અનુભવી લેશે. મનુષ્યમાત્રમાં રામ અને રાવણ વસે છે. જો સ્ત્રીઓમાં રહેલા રામની મારફતે સ્ત્રીઓ કામ લે તો મનુષ્યમાં રહેલો રાવણ જોર ન જ કરી શકે. સ્ત્રીઓના કરતાં પુરુષોમાં રામ મોડો જાગે છે. જેને રામ રાખે તેને કોણ ચાખે ? જેની ઉપર રામ રૂઠે તેને કોણ રાખે ?

મદ્યપાનનિષેધના કામમાં પ્રથમની બીક ચાલી જાય પછી તે સહેલું થઈ પડે છે, કેમકે તેમાં માત્ર ચોકી કરવાનું હોય છે. પીનારા દુષ્ટ નથી હોતા, ભોળા હોય છે. પીનારાનો પીવામાં સ્વાર્થ નથી. એ સમજે એટલે શરાબ છોડી દે. પીઠાવાળાનો સ્વાર્થ હોય પણ તે જાણે છે કે એ વેપાર ગંદી વસ્તુ છે.

પણ વિદેશી વસ્ત્રનો બહિષ્કાર કઠણ વસ્તુ છે. અને વળી તેનાં બે અંગ છેઃ બહિષ્કાર અને ખાદીઉત્પન્ન. બહિષ્કારના કામમાં બહુ ઉદ્યમની જરૂર નથી રહેતી. બહિષ્કારના કામમાં થોડી સેવિકાઓથી ચાલે. ખાદીઉત્પન્નમાં હજારો અથવા લાખોને નિયમિત રીતે ઉદ્યમ કરવાનો રહ્યો. એટલે તેમાંથી સંગઠન, યોજના ઇત્યાદિ શક્તિ પેદા થઈ શકે. પણ આ કામ ધીમું છે, એમાં બુદ્ધિશક્તિ, શ્રદ્ધા એટલે હૃદય જોઈએ. એમાં કરોડો બહેનોના દષ્ટ અને અદષ્ટ સંબંધમાં આવવાનું રહ્યું છે, એમાં શહેરો અને ગામોનું શુદ્ધ અનુસંધાન છે. અને આ સાધનથી હિંદુસ્તાનની જરૂરિયાત પૂરતી ખાદી અલ્પ કાળમાં પેદા થઈ શકે. એ પેદા કરવાનાં બધાં સાધન આપણી પાસે પડયાં છે. તે ઉત્પન્ન કરવા પૂરતો હુન્નર આપણી પાસે છે. માત્ર કાર્યકર્તા નથી. તે બહેનોએ પેદા કરવાના છે. એ તો તો જ પેદા થાય જો બહેનો પોતે લોઢવા, પીંજવા, કાંતવાની કળા શીખી લઈ સ્ત્રીપુરુષ બધામાં એનો પ્રચાર કરે.

મજકૂર બે પરિષદોમાં ઠરાવો પસાર કરી ગુજરાતની બહેનોએ જવાબદારી લીધી છે, અને તેમની વતી બેગમ અમીના તૈયબજી અને તેમની સમિતિએ બોજો ઉઠાવ્યો છે.

ઈશ્વર તેમને શક્તિ બક્ષો.

( ન. જી. તા. ૨૦–૪–૧૯૩૦ )

## જોખમ

### ૧

એક બહેન લખે છે કે પિકેટિંગથી કલહ વધવાનો સંભવ છે. તેના કરતાં તો સ્વદેશીપ્રચાર જ બસ થવો જોઈએ. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે બંનેની જરૂર છે. પુરુષોના વચ્ચે આવ્યા વિના બહેનો મારફતે જ ચોકી થાય તો કલહ ન જ થાય. બહેનોમાં સહનશક્તિ ને ધીરજ હોવાં જોઈએ. આ ચોકીનો અર્થ દબાણ નથી પણ વિનય છે, પ્રાર્થના છે. અને પ્રાર્થના તો બધી કોમોને કરી શકાય. મહોલ્લે મહોલ્લે સભા ભરવી, સરઘસ કાઢવાં, નાતોમાં ઠરાવ કરવા, ભજન કરતા નીકળવું વગેરે ચોકીની યોજનામાં સમાઈ જાય છે. ચોકીનો એવો અર્થ તો છે જ નહિ કે કોઈને જોરથી અટકાવવાના છે. બાકી ખરી વાત એ તો છે જ કે બહિષ્કાર કરવો હોય તો ખાદી ઉત્પન્ન કરવી. ભલે જે બહેનને ચોકીનો ભય હોય તે પીંજે, કાંતે ને તેનું વાતાવરણ તૈયાર કરે.

( ન. જી. ૨૭-૪-૧૯૩૦ )

### ૨

એક બહેને કહ્યું, " અમે ગમે તે ભોગ આપવા તત્પર છીએ. પણ અમારી ઉપર અત્યાચાર થાય તો શું કરવું ?

આનો પૂ. ગાંધીજીએ ખૂબ મનનીય જવાબ આપ્યો. તેમણે જણાવ્યું;" ભાઈ હુમલો કરશે? અને ચોકી કરવા કંઈ એક બહેન નથી જવાની. ત્યાં તો સંઘ જવાનો છે. એટલે એ ભય રાખવાની જરૂર નથી. છતાં માની લઈએ કે પુરુષો તોફાન કરે તોય અત્યાચારની અંતિમ હદે તો તે ન જ જાય. અને એમ છતાં ધારો કે ગાળો દે, મારે તો તે સહન કરવું. તમે મૂંગે મોઢે એ સહન કરશો તો માની લેજો કે તે દિવસે દારૂ ગયો, અને તમને ગાળો દેનાર, મારનાર ભાઈ પણ બદલાઈ જઈ શુદ્ધ બન્યો. ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખો તો આમ બનવું તદ્દન સુલભ છે. ઈશ્વર બચાવી લેશે એવી અડગ શ્રદ્ધા રાખો, ગાળો ન ખાવી પડે કે માર ન ખાવો પડે એવી ખોળાધરી પણ હું ન આપી શકું. તમારે દુઃખ સહન કરવા અવશ્ય હિંમત કેળવવી પડશે. બાકી દારૂડિયો ઢીકો મારવા પ્રયત્ન કરે તો તે તેનો છેલ્લો ઢીકો છે એમ અવશ્ય શ્રદ્ધાપૂર્વક માનજો અને તે ઢીકો ભાઈનો છે એમ ગણી લેજો. આટલું હૃદયબળ બતાવવા જે બહેનો તૈયાર હોય તે જ બહાર પડજો."

( બારડોલી સત્યાગ્રહ : ૧૬–૪–૧૯૩૦ )

# ખંડ ૮

# સુરત જિલ્લાની દારૂનિષેધપ્રવૃત્તિ

" આખા પ્રદેશમાં તે ફેલાઈ ગઈ...........પરંતુ મુશ્કેલી એ આવી કે દારૂના ધંધાને હજી કાયદાનું રક્ષણ મળેલું હતું. "

( " પ્રોહિબિશન ઇન ધી યુનાઈટેડ સ્ટેટ્સ " પાનું ૨૩)

## જીવન પ્રવેશ

ધીરે ધીરે મઘને ત્રીસ અનુયાયી મળ્યા. તે સૌએ મળી રોગી લોકો માટે અને અનાથ અપંગ લોકો માટે એક ધર્મશાળા સ્થાપન કરી, આસપાસના ગામના રસ્તા સાફ કર્યા, નાના પૂલો બાંધ્યા, તળાવ ખોદ્યાં, અને એવાં બીજાં લોકોપયોગી કામો કર્યા. આ ઉપરાંત તેઓ પોતાના પરગણાના લોકોને પંચશીલનો ઉપદેશ કરતા. આ તેમના કૃત્યનું આખા પરગણા ઉપર એવું પરિણામ થયું કે થોડા અપવાદ બાદ કરતાં ત્યાંના બધા લોક સદાચારી બન્યા. દારૂના પીઠાવાળાને પોતાની દુકાનો બંધ કરવી પડી, અને ત્યાંના ગ્રામભોજક ( ન્યાય અને વસૂલી કામદાર ) ને દંડના રૂપમાં ઘણી જ મોટી પ્રાપ્તિ થતી, તે નહિ જેવી થઈ ગઈ.

( " બુદ્ધલીલાસારસંગ્રહ " પાનું ૨૩ )

# મંડાણ

શ્રીમતી મીઠુબહેન પિટીટના સાહસથી સુરત જિલ્લાને સારુ મદ્યપાનનિષેધ મંડળ સ્થાપવામાં આવ્યું છે તેની નોંધ તેમણે મોકલી છે, જે નીચે પ્રમાણે છે:

"સુરત વિભાગમાં (દેશી રાજ્યો સાથે) મદ્યપાનનિષેધક પ્રવૃત્તિ હાથ ધરવા તા. ૩૦–૮–૨૮ ને રોજ રા. બ. ભીમભાઇ નાયકના પ્રમુખપણા હેઠળ સુરત જિલ્લા સમિતિની ઑફિસમાં મળેલી સભાએ નીચે પ્રમાણેનું મંડળ સ્થાપ્યું છે, અને કામચલાઉ અધિકારીઓ તથા બંધારણ મંજૂર રાખવામાં આવ્યાં છે.

**પ્રમુખ**: શ્રી. વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ (બારડોલી) **ઉપપ્રમુખ**: રા. બ. ભીમભાઈ નાયક (સુરત), શ્રી. દયાળજી નાનુભાઈ (સુરત) ડૉ૦ સુમંત મહેતા (સુરત) **મંત્રીઓ**: શ્રીમતી મીઠુબહેન પિટીટ (બારડોલી), શ્રી. કનૈયાલાલ નાનાભાઈ દેસાઈ (સુરત), શ્રી. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા (સુરત) **ખજાનચી**: શ્રી. છોટુભાઈ ભાઈદાસ મારફતિયા (સુરત) **કાર્યવાહક મંડળ**: શ્રી. કેશવભાઈ ગણેશજી પટેલ (વાલોડ), શ્રી. ચુનીલાલ સાંકળેશ્વર મહેતા (વેડછી), શ્રી. જુગતરામ દવે (બારડોલી), શ્રી. કલ્યાણજી

વિઠ્ઠલભાઈ (બારડોલી), શ્રી. ખુશાલભાઈ મોરારજી ( બારડોલી ), ડૉ. કરસુખ વી. હોરા (સુરત), શ્રી. રતિલાલ લલ્લુભાઈ દેશાઈ (સુરત), શ્રી. ચીમનલાલ છ. ચીનાઈ (સુરત), ડૉ. ચંપકલાલ જે. ઘિયા (સુરત), શ્રી. જીવણજી દુર્લભભાઈ, શ્રી. છીમાભાઈ દુર્લભભાઈ, શ્રી. પરભુભાઈ દયાળજી ( સાંધિયેર–ઓરપાડ ), શ્રી. ગોપાળ હરિ ( સરસ–ઓરપાડ ), શ્રી. પ્રેમશંકર કેશવરામ ભટ્ટ ( માંડવી ), શ્રી. ગોપાળદાસ અંબાઈદાસ (માંડવી), શ્રી. વસનજી ડાહ્યાભાઈ (અબ્રામા), શ્રી વામન રામચંદ્ર તામણુકર ( નવસારી ), શ્રી. હરિરાવજી ચાંદોરીકર ( નવસારી ), શ્રી. મણિભાઈ દ્વિવેદી ( નવસારી ), શ્રી બરજોરજી વીકાજી ( વલસાડ ), શ્રી. ઈશ્વરલાલ ગુલાબભાઈ દેશાઈ (માંડવી), શ્રી. ઇસપજી મુસાજી પટેલ (કછોલી), શ્રીમતી પ્રિયમતી શુકલ (સુરત), શ્રીમતી ભક્તિલક્ષ્મી દેસાઈ ( બારડોલી ).

સરદાર વલ્લભભાઈને મીઠુબહેનની ઘણી જબરદસ્ત ઓથ હતી એમ તેમણે ઘણી વાર કહ્યું છે. આ પારસી બહેન, જેમણે પૂર્વે કોઈ દહાડો કશી અવગડ વેઠી નહોતી તે ખેડૂતોના ઘરમાં ખેડૂતની જેમ રહ્યાં છે, તેમના સાદા ખોરાકથી સંતોષ પામ્યાં છે, અને પોતાનું શરીર નાજુક છતાં, અનેક સગવડો જે ભોગવવાની ટેવ પડી ગઈ હતી તેનો અભાવ છતાં, તેમણે પોતાના શરીરને ટકાવી રાખી રાત અને દહાડો મહેનત કરી છે. તેમના પોતાના શૌર્યથી બારડોલીનાં ભાઈ અને બહેનોને તેમણે શૂરતાનો પાઠ આપ્યો છે. અતૂટ મહેનત કરીને તેમણે નવયુવકોને લજવ્યા છે. ખાદીઘેલાં હોઈ ઘેરઘેર ખાદીની ફેરી કરી લોકોમાં ખાદીનો રસ પેદા કર્યો છે. ઉદ્યમ વિના એક ક્ષણ પણ ન રહી શકે તેથી વલ્લભભાઈએ તેમને ચંચળબહેનનું નામ આપેલું છે. સુરત જિલ્લામાં મદ્યપાન બહુ જ થાય છે તે આ બહેન જોઈ ગયાં. દારૂનાં પીઠાંના ઘણા માલિકો પારસી ભાઈઓ છે એ પણ તેમણે જોયું. તેથી

તેમણે આખા સુરત જિલ્લામાં મદ્યપાનનિષેધનું કાર્ય કરવાનો નિશ્ચય કર્યો, અને હવે તેમના સાહસથી ઉપર પ્રમાણે મંડળ સ્થપાયું છે. તેમાં નિમાયેલ અધિકારીવર્ગનાં નામ જોતાં હું જોઉં છું કે તેમની પાસેથી મીઠુબહેન પૂરું કામ લેવા ધારે છે. મારી આશા છે કે અધિકારીઓ પૂરું કામ આપશે. મીઠુબહેન કામ લીધા વિના છોડે એવાં નથી. આ મંડળનું કામ સફળ થાય તો એ સફળતા બારડોલીના રચનાત્મક કામનો એક અતિ સુંદર ફાળો ગણાશે, અને તેથી સુરત જિલ્લાના લાખો રૂપિયા બચી જશે, એટલું જ નહિ પણ તેની અસર આખા ભારતવર્ષમાં વ્યાપી જશે. મદ્યપાનથી વીસ કરોડ રૂપિયાની પ્રતિવર્ષ હોળી થાય છે, એટલું જ નહિ પણ તેથી લાખો લોકોની નીતિની પણ હોળી થાય છે, અને હજારો કુટુંબો પાયમાલ થાય છે. જેને ખાદીનો રસ લાગ્યો છે તે આ વસ્તુને સહેજે જોઈ લે છે. મીઠુબહેન પણ તે જોઈ ગયાં અને તેમની સાહસિક વૃત્તિએ હવે તેમને આ મહાભારત કામ કરવા પ્રેર્યાં છે. ઈશ્વર તેમને આરોગ્ય અને શક્તિ આપે.

( ન. જી. ૯-૯-૧૯૨૮ )

# 'બારડોલીનું ઉપપરિણામ'

## ૧

બારડોલીના ઉપપરિણામરૂપે મદ્યપાનનિષેધનું કામ સુરત જિલ્લામાં ચાલી રહ્યું છે. તેને વિષે શ્રી મીઠુબહેન પિટીટ લખે છે:

"દારૂનિષેધનું કામ સરસ ચાલે છે. દેશી રાજ્યોમાં પણ એની અસર પહોંચી છે. થોડા દિવસ ઉપર એક અમેરિકન મિશનરી પારડી તાલુકાની એક સભામાં આવ્યા હતા. તેમણે અમને જણાવ્યું હતું કે તેઓ પોર્ટુગીઝ હદનાં ગામોમાંથી અહીં આવ્યા હતા. દારૂનિષેધની ચળવળને લીધે પોર્ટુગીઝ હદનું દારૂનું ફંડ બંધ કરવું પડયું છે; કારણ કે દારૂનો ભંડોળ વધી ગયો છે અને ખપત ઘટી છે.

"આખા જિલ્લામાં આઠ આની જેટલી ખપત ઓછી થઈ છે. સભાઓમાં લોકો મોટા પ્રમાણમાં હાજરી આપે છે. કેટલીક સભાઓમાં ૪૦૦૦ જેટલા માણસો હાજર રહે છે. ઢેડિયાઓની સભા ઘણી મોટી થાય છે, અને ઘણાખરા આપણું કહેવું માને છે. તા. ૯મીએ કમિટીની સભા વલસાડમાં બોલાવી છે. તેમાં ૭ મહિનામાં થયેલું કામકાજ તથા ખરચના આંકડા રજૂ કરવામાં આવશે."

જ્યાં મીઠુબહેન પાછળ પડયાં છે ત્યાં ચળવળ ભાંગી પડવાનો ભય ઓછો જ છે. એટલે આશા રાખી શકાય કે આજને વેગે ચળવળ ચાલ્યા કરશે તો થોડા જ સમયમાં સુરત જિલ્લામાં દારૂનું નામનિશાન નહિ રહે. આ પરિણામ આવે તો તે બારડોલીનું ઉપપરિણામ ભલે કહેવાય, પણ કેટલીક વેળા મુખ્ય પરિણામ કરતાં ઉપપરિણામો વધારે મહત્ત્વનાં નીવડે છે.

( ન. જી. ૧૭–૨–૧૯૨૯ )

## ૨

સુરત જિલ્લાની દારૂનિષેધપ્રવૃત્તિ બારડોલી સત્યાગ્રહમાંથી પાછી સજીવન થઈ અને તેની ગતિ દહાડેદિવસે વધતી જાય છે. બારડોલી, માંડવી, વ્યારા અને સોનગઢ તાલુકામાં ભાઈ પંડ્યા, રવિશંકરભાઈ અને નાનુભાઇ દેશાઈ આ પ્રવૃત્તિ ચલાવે છે;

ઓલપાડ તાલુકામાં ભાઈ કનૈયાલાલ દેસાઈ, કલ્યાણજીભાઇ; અને વલસાડ, ચીખલી તથા પારડીમાં એ ભાઇઓ ઉપરાંત દયાળજીભાઈ પણ ફરે છે. બધે જ ઠેકાણે બહેન મીઠુબહેન પિટીટ તો હોય જ. બારડોલી, વ્યારા અને સોનગઢના રાનીપરજ અને બીજા તાલુકાઓના કોળીઓમાં આ પ્રવૃત્તિને લીધે જે જીવન આવ્યું છે તેનું માપ આજે આંકવું મુશ્કેલ છે. વડોદરા રાજ્યના મહાલોમાં તો રાંકડી પ્રજામાં બળ ઉત્પન્ન કરવાને માટે અવારનવાર વલ્લભભાઈ પોતે જ જાય છે, અને રાનીપરજ લોકોની સભાઓ કરે છે. આ સભાઓના કાર્યને ધૂળમાં મેળવવાને માટે અનેક પ્રયત્નો થાય છે, તેથી જરાય અકળાયા વિના વલ્લભભાઈ સભાઓ ભર્યે જાય છે અને લોકોને ધીરજ આપ્યે જાય છે. એ પ્રદેશમાં એક પારસી ખાતેદારની હજારો વીઘાં જમીન છે. અત્યાર સુધી એ ખાતેદાર આ ચોધરાઓની પાસે વેઠના જેવી પદ્ધતિથી કામ લેતા. ચોધરાની ઓરડીમાં બે આના નાંખી આવે એટલે પેલાને મજૂરીએ ગયે જ છૂટકો. આ લોકોને દારૂ પીવાનું મળે એટલે તેઓ બંધાયેલા રહે. દારૂના ત્યાગ કરનારાઓને આ પ્રથા ખટકવા લાગી અને તેની સામે થયા. હવે દારૂ છોડનારાઓનું પ્રમાણ વધવા લાગ્યું, એટલે પેલા ખાતેદારે બે આનાને બદલે ત્રણ આના આપવાના કર્યાં છે; તોપણ પેલા કામ ઉપર ચડવા ના પાડે છે. આ દરમ્યાન એક બે દુઃખદ બનાવ બની ગયા. પારસી ખાતેદારોમાંથી કેટલાકોએ દારૂનિષેધ કરનારા ચોધરા કાર્યકર્તાઓ ઉપર હુમલો કર્યો, તેમાં મારામારી થઈ, અને તેના કેસ થયા. એ સ્થિતિને પહોંચી વળવાને માટે પણ વલ્લભભાઈને આ પ્રદેશોમાં ખૂબ ભટકવું પડે છે.

વલ્લભભાઈએ વડોદરા રાજ્યની સાથેનો પોતાનો સંબંધ અનેક સભાઓમાં અને શ્રી. અબ્બાસ સાહેબ દ્વારા દીવાન સાહેબને મોકલેલા સંદેશાથી વ્યક્ત કર્યો છે. તેમાં જણાવ્યું છે કે રાજ્યની સાથે મારે લડાઈ નથી. મારું લડાઈનું ક્ષેત્ર જુદું જ છે. તે રાજ્યની

સાથે હું લડતો ક્યારે પરવારીશ તે જ મને ખબર નથી. અને બ્રિટિશ રાજ્યમાં થયેલી જાગૃતિની અસર વડોદરા ઉપર થયા વિના રહેવાની નથી; એટલે તમે નાહકના લોકોને છંછેડયા વિના રહેમથી કામ લેવાનું કરો, અમલદારોને દારૂવાળાઓની સાથે સંતલસમાં કામ કરતા અટકાવો, દારૂવાળાઓની સાથે અમને અમારો હિસાબ કરી લેવા દો. દારૂવાળાઓ માર મારે અથવા બીજો ત્રાસ ગુજારે તો તેથી ન ડરવાની પણ સામે મારીને આત્મરક્ષણ કરવાની વલ્લભભાઈએ એ રાંકડી પ્રજાને સલાહ આપી છે. દારૂવાળા કે ખાતેદારની સામે જ ન થવાય, એ મારે, ગાળ દે અથવા વહુદીકરીની લાજ લે તો જોયા કરવું એ જ જાતની તાલીમ જે કોમમાં અનેક વર્ષો થયાં ઘર કરી બેઠેલી છે, તે કોમને આવી સલાહ આપવાનું વલ્લભભાઈને વ્યવહારૂ લાગ્યું છે. એ કોમમાં જ્યારે બળનું ભાન પેદા થશે ત્યારે અહિંસાનું શિક્ષણ આપવાનો વખત આવશે. ત્યાં સુધી તો તેમને બહાદુર બનવા, શરીર અને લાજઆબરૂની ઉપર હુમલો થયે તેનો સીધો પ્રતીકાર કરવાનો ઉપદેશ આપવો એ જ વલ્લભભાઈને યોગ્ય જણાયું છે.

ડોસવાડામાં જે હજારો માણસની સભા થઈ હતી તે આ લોકોની જાગૃતિની સાક્ષી પૂરે છે. આગગાડી જોઈને તે જોવા દોડતી અજ્ઞાન ભોળી પ્રજાને વલ્લભભાઈ સાહેબે ગંભીર શબ્દોમાં સમજાવ્યું કે એ ગાડીને બનાવનારા કરતાં તમે જગતનું વધારે કલ્યાણ કરો છો. જે માણસ જગતને માટે અન્ન અને વસ્ત્ર ઉત્પન્ન કરે છે તે જ તેનો ખરો ઉપકાર કરનાર છે. આ તત્ત્વનો પ્રચાર જ વલ્લભભાઈએ હાથમાં લીધેલો લાગે છે આ તત્ત્વનો પ્રચાર કરીને ખેડૂત અને મજૂરવર્ગને પોતાના બળનું ભાન કરાવવું અને તેમની આત્મશુદ્ધિ કરીને તેમને ઉન્નતિને પંથે દોરવા, એટલું કામ વલ્લભભાઈએ સ્વરાજ્યના કાર્યક્રમમાં પોતાનું કરી લીધું લાગે છે.

(ન. જી. ૧૭–૨–૧૯૨૯) મ. હ. દે.

# ચોધરાઓમાં આત્મશુદ્ધિ

ગુજરાત મહાવિદ્યાલયના અધ્યાપક નારાયણ મલકાની બારડોલી તાલુકાના વેડછી આસપાસના ભાગોમાં ચોધરાઓમાં ચાલી રહેલું કામ જોઈ આવ્યા અને તે સંબંધે પોતાની નોંધ 'યંગ ઈંડિયા'માં મોકલી છે તેનો સાર માત્ર અહીં આપીશું. કારણ મૂળ લેખની ઘણી હકીકત ગુજરાત બહારના વાચકને માટે છે.

'૨૧ માં તો ઘણાંખરાં ગામો દારૂમુક્ત થઈ ગયાં હતાં. પાછળથી ઘણાંએ પીવાનો શરૂ કરેલો. હવે એ ભાગોમાં કાયમના કાર્યકર્તા ફરી વળવાને લીધે જે સ્થાયી પ્રવૃત્તિ ચાલી રહી છે તે જાણવા જેવી છે. શ્રી નારાયણ મલકાની 'ચોખ્ખાં' —દારૂથી ચોખ્ખાં—ગામોની જ વાતો કરે છે.

ચોધરાઓ કાળીપરજમાં ઊંચી કોમ ગણાય. જાતે જમીન ખેડે. પણ દારૂ વગેરેના વ્યસનથી તેના શેઠો દારૂવાળા અને સાહુકાર થઈ બેઠેલા. આ ત્યાંની દેશી સરકાર. એ દેશી સરકારના પંજામાંથી તેઓ છૂટે ત્યારે તેમને સ્વરાજ મળ્યું કહેવાય.

વેડછી આશ્રમે દારૂનિષેધનું કામ ખાદીના કામથી મજબૂત કર્યું છે. આજે ચારસેં રેંટિયા ચાલે છે એટલે ૮૦૦ જણા કાંતી રહ્યા છે. પુરુષો કાંતનારા વધારે છે. પહેલે વર્ષે ૫૦૦ રતલ સૂતર

કંતાયલું, ગયે વર્ષે ૧૬૦૦ રતલ કંતાયું હતું. આમાંથી લગભગ ૪૦૦૦ ચોરસવાર ખાદી વણાઈ. રૂ લોકો પોતાનું જ સંઘરે છે, પીંજે છે અને કાંતે છે. વેડછીમાં ચોધરા છોકરાઓ જ એ વણે છે. વણવાના માત્ર ૨ આના ચોરસવારે લેવામાં આવે છે અને વણકરને તેની રોજી ઉપરાંત કંઈક મદદ પણ મળે છે. કેટલાંક ગામડાંમાં આ પ્રવૃત્તિને અંગે સુતારી કામ પણ લોકોને મળ્યું છે. અને બે રૂપિયાનો ઠીકઠીક રેંટિયો વેચાતો મળી શકે છે. આમ ખાદી પહેરનારને બે આને ખાદી પડી રહે છે, અને જ્યાં એકે બીજો ધંધો ન હતો ત્યાં વણાટનો અને સુતારી કામનો ધંધો પેદા થયો છે.

બે વર્ષ ઉપર હું ત્યાં ગયો ત્યારે મેં લોકોને પૂછેલું: 'તમને વર્ષે કેટલો ફાયદો રેંટિયાએ કરી આપ્યો?' એક વૃદ્ધે ઉલ્લાસથી કહેલું: '૧૦ રૂપિયાનો' શ્રી નારાયણ મલકાની હિસાબ આપે છે. એક ચોધરા કુટુંબને વર્ષે ૩૪ વાર કપડું જોઈએ—૧૦ વાર બે બાળકોને માટે અને ૨૪ વાર ધણી ધણિયાણીને. એ ૩૪ વારના એ લોકોને ૪। રૂપિયા પડે. જ્યારે એ જ કપડું જો તેઓ વેચાતું લેવા જાય તો તેમને ૨૨ રૂપિયા પડતા હતા. આમ પોતાનું કપડું ઉત્પન્ન કરનાર કુટુંબને ૧૭ા રૂપિયાનો નફો પડે છે. હા; આમાં કપાસની કિંમત નથી ગણવામાં આવી. રૂની કિંમત ચોધરાને બિચારાને બજારમાં કેટલી મળે? ૧૪ શેર રૂની કિંમત તેમને ૭ રૂપિયા મળે. એટલે શુદ્ધ નફો ૧૧ રૂપિયાનો રહ્યો. આ તો તેમને મન બહુ મોટી કમાણી છે. હાલ બધાં જ કુટુંબો પોતાને જોઈતું ૧૪ શેર રાખીને કાંતી લે છે એમ નથી. પણ હવે એ દિશામાં પ્રવૃત્તિ શરૂ થઈ ગઈ કહેવાય.

ઉપર જોવામાં આવ્યું છે કે રેંટિયાની મારફત ચોધરા જેવા ગરીબ લોકોમાં એક ધીમું પણ ચાલુ પરિવર્તન થઈ રહ્યું છે.

રેંટિયા વિના દારૂનિષેધનાં ભાષણો આપી કાર્યકર્તાઓ ગામડાંના લોકોના સંબંધમાં ન આવ્યા હોત, અને તેમનો તમામ વખત લાભદાયક કામમાં ઉપયોગમાં લેવાનો રસ્તો તેમને ન સૂઝાડયો હોત તો તેમના કામની અસર પણ શી થાત ? કાર્યકર્તાઓએ દારૂ પીતા અટકાવ્યા, અને તેમના હાથમાં રેંટિયો મૂકયો. એ લોકોનાં બચ્ચાંઓને માટે શાળા કાઢી અને ત્યાં પણ ચાલુ ઢબની કારકૂનો બનાવનારી કેળવણી નહિ પણ સારી રીતે ખેતી કરી શકે, કાંતી શકે, વણી શકે એવા સમાજના સભ્યો તેમને બનાવવાની કેળવણી અપાય છે. પ્રયોગ હજી આરંભ દશામાં છે. પણ પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય; જે કામ થયું છે તેથી ભવિષ્યમાં સરસ કામ થવાની આશા રખાય. કારણ કાંતવાની સાથે, તેને લગતા બીજા ધંધાનો પણ જીર્ણોદ્ધાર થઈ રહ્યો છે. આપણે આશા રાખીએ કે આ પ્રવૃત્તિને પરિણામે અધ્યાપક મલકાની જેને 'દેશી સરકાર' કહે છે તે દેશી સરકારના પંજામાંથી લોકો મુક્ત થશે—અને તે પણ બળજોરીથી તેમને હઠાવીને નહિ પણ કેવળ તેમના હૃદયને જાગૃત કરીને અને પલટાવીને. કારણ ઉદ્યમી બનીને લોકો સાહુકાર પાસે નાણાં વ્યાજે માગતા બંધ થાય, અને દારૂવાળા પાસે દારૂ માગતા બંધ થાય એટલે બંનેથી તેઓ મુક્ત જ છે.

( ન. જી. ૨૭-૬-૧૯૨૬ )

# ઊંડાં મૂળ

શ્રીમતી મીઠુબહેન પિટીટના ઉત્સાહથી સુરત જિલ્લા તરફ મદ્યપાનત્યાગની પ્રવૃત્તિ ચાલી રહી છે તેનો ઉલ્લેખ 'નવજીવન'માં એક વાર આવી ગયો છે. પરંતુ તેટલાથી મજકૂર પ્રવૃત્તિનો પૂરો ખ્યાલ આવવો શક્ય નથી.

સુરત મદ્યપાનનિષેધક મંડળ એટલે બીજાં મંડળો આ જમાનામા સ્થપાય છે તેવું એક નહિ. એટલે કે મીઠુબહેનને મદ્ય-નિષેધની ચળવળ ઉપાડવાનું નવરાં બેઠે સૂઝી ગયું અને તેથી તેમણે પાંચપચીસ માણસોનાં નામ ભેગાં કર્યાં, એક ઑફિસ ખોલી, મંડળના નામનાં નોટપેપરો છપાવી કાઢયાં, રબર સ્ટાંપો અને સીલ વસાવ્યાં, થોડા હજાર રૂપિયા ઊભા કર્યા અને પોતે મંત્રી બનીને ગાડું ગબડાવ્યું — એવું આ મંડળ નથી. અહીં તો મદ્યપાનનિષેધનાં ઝરણાં કયારનાં વહેતાં થઈ ચૂકયાં હતાં. રાનમાં દવ લાગે તેમ રાનીપરજમાં ઉત્સાહ વ્યાપી ચૂકયો હતો. મીઠુબહેને એ જોયું. તેને આગેવાનોનો ટેકો મળે, પ્રજાશક્તિને વહેવા માટે વ્યવસ્થિત નહેર મળે, એટલા માટે તેમણે અનિયંત્રિત ચાલતી પ્રવૃત્તિને નિયમબદ્ધ કરવા મંડળની સ્થાપના કરી.

મદિરા છોડવાની ઊર્મિ તેના ભોગ થઈ પડેલ ગરીબ વર્ગોને વખતોવખત આવે છે, મદિરામાંથી ઊપજતાં દુઃખો એ ઊર્મિ કરાવે છે. એક છાટકો માણસ છોકરાંને ભૂખ્યાં ઉઘાડાં રાખીને પીવામાં પૈસાનું પાણી કરી આવ્યો, તેના ઉપર છોકરાંનાં દુઃખની અસર પડયા વગર કેમ રહે? ભલે, તેની લાગણી બહેર મારી ગઈ હોય તેના પ્રમાણમાં આ અસર અદૃશ્ય રહી હોય. આબકારી ખાતાના માણસોએ ખાનગી રીતે દારૂ ગાળવાની ચોરી પકડવા એક ઘર

ઉપર છાપો માર્યો, મનાવવા માટે ગાળો દીધી, ઘરડી ડોસીના ઉપર હાથ પણ ચલાવ્યો, ડોસાને માથે દારૂનું તોલડું મુકાવી બે પાંચ ગાઉ ચલાવી થાણે લઈ ગયા. જુવાન છોકરાએ ઘરડી મા ઉપર નજર સામે માર પડતો દીઠો, ઘરડા બાપને ફજેતીનો પોટલો માથે ઉપાડીને હાંકી જવાતો નજરે દીઠો. આ દેખાવની અસર તેના હૃદય ઉપર પડયા વિના રહે? આજે એ હૃદય ઉપર પડળ વળ્યાં હશે તેથી ભલે એ અસર અદૃશ્ય રહી ગઈ હોય. એક ડોસો દારૂમાં ને દારૂમાં હાલહવાલ થયો છે, ખેતીવાડી ખોઇ બેઠો છે, રળવાનીયે તાકાત રહી નથી, દેવાનો માથા ઉપર ડુંગર થયો છે, છતાં દારૂ વિના તેને ચેન નથી. એનો છોકરો કયાંકથી સંસ્કાર લઈ આવ્યો છે. દારૂ પીનાર બાપના ઘરનું અન્ન તે લેતો નથી, જુદો રહે છે. આની અસર ડોસા ઉપર પડયા વિના રહે? લેણદાર અપમાન કરતો આવે ત્યારે તેનું હૃદય ગમે તેટલું બિડાયેલું હોય તોપણ આ દુઃખ દારૂમાંથી છે એટલું આછું આછું પણ તેને ભાન થયા વગર રહે?

આમ શરાબ પોતે જ પોતાની ઘોર ખોદવામાં રોજ બનતા ઝીણા ઝીણા બનાવોથી સાધન બનતો રહે છે. આ જમાનાની સરકારોનો આ સાથી સ્વભાવે સરકારો જેવો જ છે. પોતાની રૈયત પાસેથી એ લોહીનું છેલ્લામાં છેલ્લું ટીપું લેવા માગે છે. તેથી સરકારના અમલમાંથી છૂટકારો કરી લેવાની સૂઝ કે હિંમત ન હોવાથી રૈયત તેનો બોજો ઉપાડતી રહે છે અને અસંતોષોનો અગ્નિ અંદર ધૂંધવાતો રહે છે, તેમ દારૂનું પણ થયું છે. દારૂડિયો તેની ગુલામીને ફેંકી શકતો નથી, ફેંકી દેવાની તેને સૂઝ કે હિંમત પણ નથી, પણ દારૂનું દુઃખ તેને દિવસ ઊગે તેમ તેમ બહુ ને બહુ સાલે છે.

હવામાં જરા ગરમી વધે કે આ દારૂખાનું સળગી ઊઠે છે. સાત વર્ષ ઉપર અસહકારની ગરમી ફેલાઈ હતી, અને ગાંધીજીને કારાવાસ મળવાથી તેમાં વધારો થયો હતો. દારૂ પીનારી રાની-

પરજ વસ્તીમાં દારૂખાનું સળગી ઊઠ્યું, અને ‘દારૂ છોડો, તાડી છોડો, માંસ છોડો, સાફ રહો,’ એવું એક જબરું મોજું એક છેડેથી બીજા છેડા સુધી ફરી વળ્યું. મોજું બેસી ગયું; તેનાથી જેમને નુકસાન થયાં હશે તેઓ થોડો વખત સહન કરી, તડફડાટ કરી, પાછા ધંધે લાગ્યા, પણ એક મોટો વર્ગ મદ્યત્યાગીઓનો કાયમ રહી ગયો. દરમ્યાન દારૂએ પોતાનો કેર વર્તાવવો ચાલુ રાખ્યો: પોતાની કબરના ઘડતરનું અધૂરું રહેલું કામ આગળ ચલાવ્યું. આ વખતે દારૂની ભૂંડી અસર લોકને પહેલાં લાગતી તેના કરતાં વધારે ભૂંડી લાગી હોવી જોઈએ કારણ કે ‘સુધરેલા’ સાથે હવે સરખામણી થયા વગર રહે? દારૂડિયો પોતાના ડાભોળા ખેતર પાસે જ સુધરેલાનું સાફ અને ખીલેલું ખેતર દેખે તેની છાપ તેના ઉપર પડ્યા વગર રહે? તેની સાથે તુચ્છકારથી વર્તતા લોકો સુધરેલા પડોશીની સાથે વિવેકથી વાતચીત કરે છે એમ જુએ ત્યારે તેની અસર તેના દિલ પર કેમ ન પડે? સુધરેલાના ઘરમાં રેંટિયો ફરે, ખાદીનાં સ્વચ્છ કપડાંમાં તેના ઘરનાં બૈરાં-છોકરાં ફરતાં હોય અને પોતાનાં તેવાં જ મેલાંઘેલાં ચીંથરેહાલ દેખે એની અસર પડ્યા વિના રહે? ભજનમંડળીઓ અને સભાઓમાં સુધરેલાઓનો આનંદ જુએ ત્યારે હવાડામાં કે દારૂનાં પીઠાં આગળ ધૂળમાં આળોટતી તેમની ટોળીઓની તુલના ઊંડે ઊંડે પણ થયા વગર રહે?

બારડોલીમાં વલ્લભભાઈની હાક વાગી, ન સાંભળેલી વીરતા ખેડૂતોએ બતાવી, અને સરકાર સામે ખેડૂતોની જીત થઈ. ઉપરની અસરો એકઠી થઈ રહી હતી તેને પેટાવવા માટે આ પૂરતું હતું. કોઈએ સૂચવ્યું નહોતું, કોઈએ આગેવાની લીધી નહોતી કોઈએ યોજના ઘડી નહોતી, પણ આપમેળે સૌ હાલી ઊઠયાં. ‘દારૂ છોડીએ, તાડી છોડીએ, માંસ છોડીએ, સાફ રહીએ,’ એ ઊમ જાગી ઊઠી.

સત્યાગ્રહ જોડે એને સીધો સંબંધ નહોતો. સત્યાગ્રહે ઉત્સાહની

વૃષ્ટિ કરી હતી. જ્યાં જે બીજ ઓરી મૂકવામાં આવ્યું હતું ત્યાં તેના અંકુરો ફૂટી નીકળ્યા. કણબીવર્ગ બાળલગ્ન બંધ કરવા લાગી ગયો, રાનીપરજવર્ગ માંસમદિરા છોડવા લાગી ગયો.

વસ્તુસ્થિતિ જેઓ જાણતા નથી, અથવા જાણવા છતાં કબૂલ કરવા માગતા નથી, તેમને કુદરતી અસરોના પરિણામે ચાલુ થઈ ચૂકેલી ચળવળને વ્યવસ્થિત કરવા માટે મીઠુબહેનના પ્રયત્નથી સ્થપાયેલું મંડળ જ ભયંકર ભાસે છે. શોધક બુદ્ધિવાળો છાપાવાળો કહે છે: બારડોલીના નવરા સ્વયંસેવકો માટે કામ પૂરું પાડવાને ચળવળ ઉપાડવામાં આવી છે! દારૂના દુકાનવાળાઓ કહે છે: અમને ખોટમાં ઉતારવા માટે જ આ ચળવળ ઉપાડવામાં આવી! સરકારોએ એવું કંઈક બોલીને દુનિયામાં પોતાની ફજેતી કરી લીધી નથી. તેમના મનના વિચારોની આડે એક કે બીજા બહાનાનો પડદો તેમણે રાખ્યો છે, પણ પડદો અતિશય પારદર્શક છે. સુરતના હાકેમે વરાળ કાઢી: જોજો હો! કોઈને દંડ કરીને દારૂ છોડાવવામાં આવે છે; પણ એમ બળજબરીથી દંડ લેવો એ કાયદા વિરુદ્ધ છે. નવસારીના સૂબા ગરજ્યા. દારૂના દુકાનવાળાઓએ તેમના મોઢામાં મૂકયા તે જ શબ્દો: સભાઓ કરો છો, પણ પીઠાંની નજીકમાં કે તાડના ઝાડ પાસે ભરી તો ખબરદાર! વાંસદાના દીવાને જાણ્યું કે ચળવળ કરનાર 'નરડા'ઓને રાજ્યની હદમાં ને હદમાં દાબી દેવા, જે કરશું તે બહાર કોણ દેખવાનું છે? બહાર તો એમ જ કહોને કે અમારા રાજ્યમાં કોઈએ સભા ભરવી નહિ, કારણ કે અમારે ત્યાં પ્લેગ અને હિંદુમુસલમાન ઝઘડા આવવા દેવા નથી! ધરમપુરવાળા 'મૌનં સર્વાર્થસાધકમ્' એ મંત્ર સમજેલા જણાય છે, એટલે બોલી બગાડવાને બદલે ઘરને કડક હાથે સાચવી રહ્યા છે.

તેઓ સૌ ધારે છે એના કરતાં મદ્યપાનનિષેધની પ્રવૃત્તિનાં મૂળ ઘણાં વધારે ઊંડાં અને પાકાં છે.

(ન. જી. ૧૧-૧૧-૧૯૨૮) જુગતરામ દવે

# જીવનપ્રવેશ

**“દારૂના વ્યસનનો આ રમણીય ભૂમિમાં બહિષ્કાર ત્યારે જ થઈ શકશે જ્યારે ઊંચા કહેવાતા લોકો નીચા કહેવાતા લોકોને અપનાવીને તેમને ભાઈ બનાવશે.”** (ગાંધીજી)

દારૂ જેવી બદી એ સમાજશરીરને લાગેલો રોગ છે; એટલે જેમ શરીરને થતા રોગો આહારવિહારની ભૂલોનું જ પરિણામ છે, તેમ સમાજશરીરના રોગ પણ સમાજગત દોષોનું પરિણામ છે. સરકારનો ઇજારા આપવાનો કાયદો, મહેસૂલની નીતિ, શહેરોમાં કામ કરતા મજૂરોનું અનારોગ્ય જીવન, કલાલોની પાપી ધંધામાંથી કમાણી કરવાની દાનત—આ બધા દોષોને પરિણામે દારૂની બદી ટકે છે. આ દોષોને કાઢવા મથવું એ સમાજશરીરને નીરોગ બનાવવા બરાબર છે.

ફરતા પાણીની જેમ સંસ્કારોનો પ્રવાહ અબાધિત વહેતો રહે તો જ સમાજની શુદ્ધિ અને પ્રગતિ સચવાય છે. એટલે સ્વરાજપ્રેમી લોકનાં ખાદીકામ, અસ્પૃશ્યતાનિવારણ, આશ્રમો સ્થાપી તેમાં ગુજારાતું સુઘડ ઉદ્યમી જીવન;—આ બધાની અસર તે તે વિશિષ્ટ ક્ષેત્રમાત્રની હદ ઓળંગીને સમાજશરીરનાં બધાં જ અંગો પર થાય છે. આને લીધે આપણે પછાત કહેવાતી કોમોનાં જીવનમાં પ્રવેશ સાધી શકીએ છીએ. મદ્યનિષેધના કામમાં આવો જીવનપ્રવેશ સચોટ અને સ્થાયી અસર પાડે છે.

કેટલાંક વર્ષોથી સુરત જિલ્લામાં આ દિશામાં કામ ચાલે છે, અને છેલ્લી સત્યાગ્રહની લડત પછી ત્યાં વ્યવસ્થિત તંત્ર રચીને મદ્યત્યાગનું કામ હાથ ધરેલું છે. એ કામનું શું પરિણામ આવ્યું તે તો હજી હવે જોવા મળી શકે; પરંતુ ૧૯૨૮ સુધીના સરકારી આંકડા મળે છે, તે ઉપરથી તે વર્ષ સુધીના કામનો અંદાજ મળે છે. તે જોતાં પણ ભારે આશાજનક પરિણામ ચોકું દેખાઈ આવે છે. આંકડા જ બોલે એવા હોવાથી વિશેષ કશી ટીકા વિના તે નીચે આપ્યા છે. પહેરાની અસર આપણે આગળ એક પ્રકરણમાં જોઈ આવ્યા. અહીં આપણને શાંત જીવન પ્રવેશની કીમતી અસરજોવા મળે છે.

સુરત જિલ્લામાં,

**દેશી દારૂનો વાપરઃ—**

| | દુકાનો | વાપર (ગૅલન પ્રૂફ) |
|---|---|---|
| ૧૯૨૩ | ૧૩૧ | ૧૬૦૯૬૦ |
| ૧૯૨૫ | ૧૩૦ | ૧૫૬૭૩૦ |
| ૧૯૨૮ | ૧૩૦ | ૧૨૮૯૫૭ |

૧૯૨૩ કરતાં ૨૦ ટકા **ઘટાડો** થયો.

**પરદેશી દારૂનો વાપરઃ—**

| | ઇજારા | સ્પિરિટ(લંડનપ્રૂફ) | અન્ય (ગૅલન) |
|---|---|---|---|
| ૧૯૨૩ | ૨૨ | ૫૦૦૨ | ૧૯૪૫ |
| ૧૯૨૫ | ૩૬ | ૬૫૧૬ | ૨૭૭૭ |
| ૧૯૨૮ | ૨૫ | ૬૯૮૪ | ૩૫૭૦ |

∴ ૧૯૨૩ કરતાં **વધારો** ૪૦ અને ૮૩ ટકા.

**નોંધઃ**—લંડનપ્રૂફ એટલે જે દારૂમાં ૫૭.૦૬ ટકા મદ્યાર્ક ( Alcohol ) હોય તે. પરંતુ દારૂ એટલા કડક નથી

વેચાતા. તેમને ૩૫°, ૪૦°, નરમ કરવામાં આવે છે. એટલે જ્યાં લંડનપ્રૂફ ગેલન હોય ત્યાં સમજવું કે વાપરમાં તો એથી વધારે ગેલન આવેલા.

પરદેશી દારૂ મુખ્યત્વે શહેરોમાં અને પૈસાદાર વર્ગોમાં વપરાય છે.

**તાડી( 'ગરીબનુ પેય' )નો વાપરઃ—**

| | ગેલન | ઇજારા |
|---|---|---|
| ૧૯૨૩ | ૪૩,૯૦,૭૫૩ | ૧૪૭૯૭ |
| ૧૯૨૫ | ૩૯,૦૯,૦૪૮ | ૫૯૪૨ |
| ૧૯૨૮ | ૨૮,૩૧,૧૪૩ | ૪૨૮૩ |

એટલે **૧૯૨૩** થી ૩૫ **ટકા ઘટાડો** વાપરમાં.

અને ઈજારાની સંખ્યામાં **૭૫ ટકા ઘટાડો** !

**નોંધ**—તાડીમાં મદ્યાર્ક ૮ ટકા હોય છે. તે પાર વિનાની પીવાય છે અને ગરીબો જ મુખ્યત્વે પીએ છે. એનાથી અપાર સત્યાનાશ થાય છે. દારૂનિષેધની ચળવળ મુખ્યત્વે ગામડાંમાં જ થઈ છે. એની અસર આ ઉપરથી માપી શકાશે.

**અફીણનો વાપરઃ—**

| | શેર | દુકાનો. |
|---|---|---|
| ૧૯૨૩ | ૬૯૦ | ૨૧ |
| ૧૯૨૫ | ૫૬૦ | ૨૧ |
| ૧૯૨૮ | ૪૧૩ | ૨૦ |

∴ ૧૯૨૩ થી **ટકા ઘટયાઃ**-૪૦

**( શેરમાં ) ગાંજા તથા ભાંગનો વાપર:—**

| | ગાંજો | ભાંગ | દુકાન. |
|---|---|---|---|
| ૧૯૨૩ | ૧૧૭૯ | ૩૯૭ | ૧૪ |
| ૧૯૨૫ | ૮૦૦ | ૩૧૪ | ૧૪ |
| ૧૯૨૮ | ૫૪૬ | ૨૫૧ | ૧૪ |

∴ ૧૯૨૩ થી ટકા ઘટયા ૫૪ અને ૩૭

આમ પરદેશી દારૂ સિવાય હરેક કેફી પદાર્થનો વાપર મોટા પ્રમાણમાં ઘટયો છે.

**ગુના વિષે આંકડા:—**

| | દારૂના કુલ | આબકારી | અતિપાનના |
|---|---|---|---|
| ૧૯૨૧ | ૧૫૨ | ૧૫૧ | ૨ |
| ૧૯૨૪ | ૨૯૦ | ૨૯૦ | ૨૯ |
| ૧૯૨૬ | ૬૧૩ | ૫૮૫ | ૪૧ |
| ૧૯૨૮ | ૩૫૩ | ૩૨૩ | ૨૮ |

૧૯૨૬ પછી આમાં પણ મોટો ઘટાડો જોવા મળે છે.

**સરકારી આવક:—**

| | | આગલા વર્ષમાં ફેરફાર |
|---|---|---|
| ૧૯૨૧ | રૂા. ૨૫,૭૪,૫૩૮ | |
| ૧૯૨૩ | રૂા. ૩૩,૩૧,૯૬૦ | + ૭,૫૭,૪૨૨ |
| ૧૯૨૫ | રૂા. ૩૫,૨૨,૧૨૧ | + ૧,૯૦,૧૬૧ |
| ૧૯૨૮ | રૂા. ૨૬,૭૩,૮૫૧ | − ૮,૪૮,૨૭૦ |

વાપરને અનુકૂલ અહીં પણ ઘટાડો છે. છેલ્લાં ત્રણ વર્ષમાં ૮ લાખ પ્રજાએ બચાવ્યા. ઉપરાંત ગૃહઉદ્યોગો દ્વારા જે કમાણી કરી તે જુદી. અને કરરૂપે જતા બચ્યા તે ઉપરાંત દારૂની કિંમત બચી એ ગરીબના ઘરમાં જ રહી.

## સૂચી

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|
| ૧ | **पाम्मा** | **पाप्मा** |
| ૪ | પીવડાવવામાં | પિવડાવવામાં |
| ૧૬ | હરિફાઈ | હરીફાઇ |
| ૧૬ | ,, | ,, |
| ૩૭ | મૂકાને | મૂકીને |
| ૩૮ | ક્રેમકે | કેમકે |
| ૩૮ | લાધે | લીધે |
| ૪૨ | પરતુ | પરંતુ |
| ૪૪ | ધમ | ધર્મ |
| ૪૪ | દારૂનિષધ | દારૂનિષેધ |
| ૪૪ | જીલ્લામાં | જિલ્લામાં |
| ૫૩ | ખુનામરકા | ખુનામરકી |
| ૧૧૨ | કરુ | કરું |
| ૧૩૫ | સૂજતું | સૂઝતું |
| ૧૭૨ | ઊામ | ઊર્મિ |

